# जरतोस्त धर्मनीति.

અર્થાત્

## સદ્ધર્મ વચન સંગ્રહ.

છઠો ભાગ.

સંગ્રહીત કર્ત્તા

## શ્રી નારાયણ હેમચંદ્ર

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ।
सर्व्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥
( श्रीमद्भागवत् ११ । ८ । १० )

ભ્રમર જેમ સર્વ પુષ્પમાંથી સાર ગ્રહણ કરેછે તે પ્રમાણે કુશળ મનુષ્યે નાના અને મોટા શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

મુંબઈ:
નિર્ણય સાગર યંત્રમાં મુદ્રિત.

સંવત્ ૧૯૩૭.—બ્રાહ્મ સંવત્ ૫૨.

મૂલ્ય ૪ આના.

# जरतोस्त धर्मनीति.

અર્થાત્

## સદ્ધર્મ વચન સંગ્રહ.

---

છઠો ભાગ.

---

સંગ્રહીત કર્ત્તા

## શ્રી નારાયણ હેમચંદ્ર

---

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ।
सर्व्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥
(श्रीमद्भागवत् ११ । ८ । १०)

ભ્રમર જેમ સર્વ પુષ્પમાંથી સાર ગ્રહણ કરેછે તે પ્રમાણે કુશળ મનુષ્યે નાના અને મોટા શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

મુંબઈ:
નિર્ણય સાગર યંત્રમાં મુદ્રિત.

---

સંવત્ ૧૯૩૭.—બ્રાહ્મ સંવત્ ૫૨.
મૂલ્ય ૪ આના.

१४४८

# દીબાચો.

श्रद्धधानः शुभां विद्यामाद्दीताव रादपि ।
अन्त्यादपि परंधर्म्म स्त्रीरत्नं दुष्कुलादपि ॥२३८॥
विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितं ।
अमित्रादपि सद्वृत्तममेध्यादपि कांचनं ॥२३९॥

(મનુસ્મૃતિ ૩।૨૩૮।૨૩૯.)

શ્રદ્ધાની સાથે સુંદર વિદ્યા નીચની પાસેથી પણ લેવી, અને ચંડાલથી પરમ ધર્મને લેવો, સ્ત્રીરત્ન દુષ્ટ કુલમાંથી પણ લેવી. અમૃત વિષયુક્ત હોયતો તે વિષનું અપસારણ કરીને અમૃત ગ્રહણ કરવું; બાલકની આગળથી હિતવચન શ્રવણ કરવું. શત્રુથી પણ સદનુષ્ટાનની શિક્ષા કરવી અને અપવિત્ર સ્થાનમાંથી પણ સુવર્ણાદિ મૂલ્યવાન દ્રવ્ય ગ્રહણ કરવું.

---

વેદ, બાઈબલ, કુરાન અવસ્તા ઈત્યાદિ સર્વ ધર્મશાસ્ત્ર મનુષ્યપ્રણીત છે. સદ્ધર્મના માનનારા મનુષ્યો કોઈ પુસ્તક અભ્રાન્ત જાણીને સ્વીકાર કરતાં નથી. પરંતુ સત્યસ્વરૂપ ઈશ્વરનું જે સર્વ અમોઘ સત્ય સાધુ હૃદયથી વિનિઃસૃત થઈને એ સર્વ ગ્રંથમાં લિપિબદ્ધ થયુંછે, યદિ ચંદ્ર સૂર્ય ભૂમિસાત્ થાય તથાપિ કણામાત્ર પણ વિનષ્ટ થઈ શકશે નહિ. જીવન્ત પરમેશ્વર વિશ્વમાં વિદ્યમાન રહીને વર્તમાનકાલના સાધકોની આગળ સ્વર્ગીય સત્યપ્રકાશ કરેછે, તે પૂર્વગત ધર્માનુસંધાથી સાધુઓની આગળ અનેક અમૂલ્ય સત્ય પ્રેરણ કર્યા છે. પ્રત્યેક ઈશ્વર સંતાનોએ પૈતૃક સંપત્તિ જાણીને તે આદરપૂર્વક ગ્રહણ કરવું જોઈએ. તેનો પરિત્યાગ કરવો કોઈ ધર્માર્થીના પક્ષે શુભકર નથી. સર્વ શાસ્ત્ર મનુષ્યગત, જાતિગત, સમયગત, અનેક નિકૃષ્ટ ભાવ મિશ્રિત થઈને ઈશ્વરના સર્વ સત્યને વિકૃત અને કલંકિત કરી મુકયા છે. એ વાસ્તે શાસ્ત્ર સમુદ્રને મંથન કરીને તેમાંથી વિશુદ્ધ સત્યામૃત જેટલું અમે ઉદ્ધાર કરી શકીએ તેટલું અમારા જીવનના પથે સહાય લાભ કરશે અને જગત્‌ના પરિત્રાણમાં સહાયતા કરવામાં સમર્થ થશે.

એ ગુરતર વ્રત યથોપયુક્તરૂપે સંપન્ન કરવું હોય તો અનેક પરિશ્રમ, અધ્યવસાય, શાસ્ત્રજ્ઞાન, બહુદર્શન અને સત્યસ્વરૂપ ઈશ્વરની સાથે પ્રત્યક્ષ યોગસાધન આવશ્યક છે. હું તો સર્વ વિષયમાં નિતાન્તહીન છું, પરંતુ એ વિષયમાં યથાસાધ્ય ચેષ્ટા કરવી, પ્રત્યેક સદ્ધર્મને માનનારાઓનું કર્ત્તવ્ય જાણીને હું તેમાં ઉદ્યુક્ત થયો છું. હું નાનાપ્રકારના શાસ્ત્રમાં જે જે અંશ ઉત્કૃષ્ટ જોઇશ તે સદ્ધર્મભાવના વિરૂદ્ધ વચન સર્વ પરિત્યાગ પૂર્વક સદ્ધર્મ વચન સર્વ સંગ્રહ કરીશ. એક એક ખંડ સ્વતંત્ર અને સ્વ-સંપૂર્ણ થશે, જ્યારે જે ખંડ પેહેલા સંગ્રહીત થવાનો સુવિધા થશે ત્યારે હું તેનો પ્રચાર કરીશ.

જરતોસ્ત ધર્મનીતિ અર્થાત્ સદ્ધર્મ વચન સંગ્રહનો છઠો ભાગ ખોરદેહ અવસ્તા અને વંદીદાદ નામના બે પારશીઓના ધર્મ શાસ્ત્રમાંથી સાર લઈને પ્રચારિત થયો. શેઠ કાવશજી એદલજી કાંગાનું કરેલું વંદીદાદનું અને ખોરદેહ અવસ્તાનું ભાષાન્તરનો આશ્રય લઈને આ પુસ્તક પ્રસ્તુત કર્યું છે તેથી શેઠ કાવશજી એદલજી કાંગાનો હું મોટો આભાર માનું છું.

આ પુસ્તક ધર્મશોધક આગળ રજુ કરૂં છું તેમાં અનેક ભુલો રહી ગઈ છે, તે પાઠકો ક્ષમા કરીને કોઈપણ રીતથી મને જ્ઞાપન કરશે તો ઉપકૃત થઈશ, યદિ આ પુસ્તક દ્વારા એક મનુષ્યને પણ કિંચિત પરિમાણે ઉપકાર થાય તો તેનાથી હું સમસ્ત યત્ન, પરિશ્રમ અને વ્યય સફલ જ્ઞાન કરીશ.

મુંબઈ
તા. ૧૫ મે ૧૮૮૧.

**શ્રી નારાયણ હેમચંદ્ર.**

# જરતોસ્ત ધર્મનીતિ

અર્થાત્

# સદ્ધર્મ વચન સંગ્રહ.

સત્ય (એ) સર્વથી ઉત્તમ કૃપા છે (તથા) સુખ છે; સુખ તે મનુષ્યાને (છે) કે જે સર્વથી ઉત્તમ સત્યને વાસ્તે (અર્થાત્ સર્વથી શ્રેષ્ઠ સત્યના વિષયમાં) પવિત્ર છે. (ખોરદેહ અવસ્તા ૧ । ૧.)

જે મનુષ્ય ગરીબોને માટે ઉદ્યોગે લગાડનાર (અથવા પાલન કરનાર) મેલવી આપે છે (તે વસ્તુતઃ) હોરમજદને (પોતાનો) રાજા ગણે છે. । ૨ । ૧.

દાદાર હોરમજદ ફતેહમંદ અને પવિત્ર છે. ૩ । ૧.

હે હોરમજદ તથા સ્પેંદારમદ ? દ્વેષીઓથી (અથવા દુઃખ આપનારાઓથી) અમોને તમો બચાવો. ૪ । ૨.

દાદાર હોરમજદ સર્વ પૃથ્વીનો પ્રભુ છે, (તથા) ખરાબ અને ખરાબ વિચારના દુષ્ટ મનુષ્યોને દૂર અને પાછા હટાવનાર છે. ૫ । ૧.

ઓ દાદાર હોરમજદ સાહેબ ! સર્વ પાપોથી પતેત કરીને હું અનુતાપ કરૂં છું. સર્વ ખરાબ વિચારો કે જે (આ) પૃથિવીમાં હું મારા મનમાં લાવ્યો હોવું, ખરાબ વાક્ય કે જે હું બોલ્યો હોવું, ખરાબ કાર્ય કે જે મે કીધા હોય (તથા) જે મારાથી ઉત્પન્ન થયાં હોય (તથા) જે પાપાના કામોની શરૂઆત મારેથી થઇ હોય, તે (સર્વ ઉપર જણાવેલાં પાપ કે જે) વિચારને લગતા, વાક્યને લગતા, કામને લગતા, (મારા પોતાના) શરીરને લગતા (મારા પોતાના) આત્માને લગતા, આ પૃથિવીને લગતા, પેલી દુનિયાને લગતા એ સર્વ જાતના પાપોથી ઓ હોરમજદ ? હું પશ્ચાત્તાપ કરીને દૂર રેહેવું છું, (અને) ત્રણ વાક્યોથી (અર્થાત્ મનસ્ની, ગવસ્ની તથા કુનસ્નીથી) પતેત કરીને પશ્ચાત્તાપ કરૂં છું. ૫ । ૧.

દાદાર હોરમજદથી ખુશ થાવ ? હારેમનનો તિરસ્કાર થાવ. ૫ । ૨.

સત્યના કામ કરનારાઓની જે ઇચ્છા (છે તે સર્વ બીજી ઇચ્છાથી) ઘણીજ શ્રેષ્ઠ (છે). ૫ | ૨.

ઓ દાદાર હોરમજદ? (તુ) મારી મદદને માટે પોહોંચ. ૬ | ૧.

(હું) માજદયસ્ની છું; માજદયસ્ની જરતોસ્તી તરીકે (માજદયસ્ના ધર્મની) પ્રશંસા કરનારો તથા (તેની ઉપર) વિશ્વાસ લાવનાર તરીકે (થવાને) હું પસંદ કરૂં છું, સારા વિચારેલા વિચારનો હું પ્રશંસા કરૂં છું, સારા બોલેલા વાક્યને હું પ્રશંસા કરૂં છું તથા સારા કરેલા કામને હું પ્રશંસા કરૂં છું. ૬ | ૨.

સર્વ કૃપા હોરમજદની તરફથી (છે એમ) હું કબૂલ કરૂં છું. ૬ | ૨.

પરમેશ્વરના નામ (ની મદદ) થી (હું આ ભણવાનું આરંભુ છું) (કે જે) કલ્યાણનો આપનાર, પાપ ક્ષમા કરનાર, પ્યાર રાખનાર (તથા) (સર્વ પૃથ્વીનો) પ્રભુ હોરમજદ (છે.) (દાદાર) હોરમજદ જેને જનાવર તથા અન્ન ઉત્પન્ન કીધું, તથા (જેને) પાણી અને સારા ઓરવરો ઉત્પન્ન કીધાં, તથા જેને (આકાશના) પ્રકાશો તથા ભૂમિ તથા (એ વિના) બીજા સર્વ કલ્યાણકારક વસ્તુઓ ઉત્પન્ન કરી (તેને) અમો આ પ્રમાણે આ સ્થાનમાં સ્મરણ કરીએ છિયે. ૭ | ૧.

રાજ્યનો સર્વથી શ્રેષ્ઠ રાજા (અર્થાત્ હોરમજદ)ને ખચીત (હોજો). હોરમજદ કે જે (પોતે) સર્વથી શ્રેષ્ઠ સત્યવાદિ (છે તે)ની તરફ અમો મન લગાડીએ છિએ, (અથવા તેની સેવામાં રોકાઈએ છિએ) તથા (તેને) હમો સ્વીકાર કરીએ છિએ તથા તેને અમો પોતાનો કરીને ગણીએ છિએ. ૮ | ૩.

પાપના નિવારણને વાસ્તે પુણ્યના કામોના પુરસ્કાર હુંમેલવું, અને આત્માના પ્યારને માટે સાત રાજાની ભૂમિ ઉપર (વસનારા) સર્વ પુણ્યકારોને (તથા) સર્વ ભલાઓને જમીનની પોહલાઈ જેટલી, નદીની લંબાઈ જેટલી (તથા) સૂર્યની મોટાઈ જેટલી પવિત્રાઈ પુરતી રીતે પોહોંચો? સત્યવાદિ (મનુષ્ય)નું લાંબા વખત સુધી જીવવું હો જો? (અર્થાત્ સત્યવાદિ મનુષ્ય લાંબા વખત સુધી સુખ સાથે આયુષ્ય ભોગવજો?) જેમ હું પ્રાર્થના કરૂં છું તેમ થાવ? (અર્થાત્ મારી પ્રાર્થના આમીન થાવ?) ૧૪|૧.

જે (મનુષ્ય) સારૂં દાન આપનારો (છે), (તથા) જેઓ (સારૂં દાન આપનારા) છે (તેઓ) સત્યવાદિની પ્રશંસા કરનારા (છે.) ૧૫ | ૬.

ઓ હોરમજદ ? તું તારી પોતાની ઉત્પતિ ઉપર તારી ઇચ્છા પ્રમાણે તથા સુખથી રાજ્ય ચલાવ; ( તારી ) ઇચ્છા પ્રમાણે પાણી ઉપર (તારી) ઇચ્છા પ્રમાણે ઓરવરો ઉપર તથા ( તારી ) ઇચ્છા પ્રમાણે સત્યવાદિના વંશની સર્વ કલ્યાણકારકો ઉપર ( તું રાજ્ય ચલાવ ) સત્યવાદિ (મનુષ્ય)ને રાજ્ય કરનારો કેરવ, દરવંદ ( અર્થાત્ પાપી મનુષ્ય ) તે રાજ્ય નહિ કરનારો ( કર ). ૧૫ | ૬.

સત્યવાદિ ( મનુષ્ય ) પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય કરનારો થાય; પાપી મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણે રાજ્ય નહિ કરનારો થાય. સપેનામીનોની ઉત્પતિમાંથી શત્રુ હાંકી કાહાડેલો, બાહાર નિકલી ગયલો, આડેમાર્ગે ગયલો (તથા) પોતાની ઇચ્છા પ્રમાણે નહિ રાજ્ય કરનારો (થાય)? ૧૫ | ૭.

(દાદાર ) હોરમજની ખુસ્નુદી (થાવ)? યજદાંનના નામની ( મદદ)થી ( હું આ ભણવાનું શરૂ કરૂં છું) દાદાર હોરમજદ (જે) ધનનો આપનાર તથા પ્રકાશ વાળો, સર્વ જ્ઞાની, સર્વ કામોને સંપૂર્ણ કરનાર, પ્રભુનો, પ્રભુ, સર્વ રાજાઓનો રાજા, રક્ષા કરનાર, ( સર્વ ) ઉત્પન્ન કીધેલી વસ્તુનો કર્ત્તા, પાલન કર્ત્તા, કુદરત વાળો, તથા શક્તિમાંન, તથા આરંભ તથા અન્તવિનાનો, મંગળ કર્તા, પાપ ક્ષમા કરનાર, પ્યાર રાખનાર, શક્તિમાન, તથા બુદ્ધિવાન, ઉત્પન્ન કર્ત્તા તથા ( સર્વ વસ્તુનો ) પોષણ કર્ત્તા ( છે તેને ) હું વખાણું છું તથા સ્મરણ કરૂં છું. ( તે પ્રભુની ) ન્યાયી રાજત્વ કાયમ રેહેજો ? ૧૬ | ૧.

સર્વ ઉત્તમ વિચાર, ઉત્તમ વાણી તથા ઉત્તમ કરણીને ( મારી ) મનસ્ની ગવસ્ની તથા કુનસ્નીથી હું પ્રશંસા કરૂં છું. સર્વ સારા વિચારો, સારા વાક્યો તથા સારા કામોને હું અવલંબન કરૂં છું. સર્વ ખરાબ વિચારો, ખરાબ વાક્યો તથા ખરાબ કામોને હું ત્યાગ કરૂં છું. ઓ અમશાસ્પંદો ? ઇજસ્ને તથા નીયાએશ (તથા) મારા પોતાના શરીરના જીવને મનસ્ની ગવસ્ની તથા કુનસ્નીથી ( તથા મારાં ) અંતઃકરણથી તમોને હું અર્પણ કરૂં છું. ( હું ) સત્યવાદિની પ્રશંસા કરૂં છું. ૧૬ | ૪.

ઓ (સર્વ જગત્‌ના) પ્રભુ ( દાદાર ) હોરમજદ ! મનુષ્ય અને મનુષ્ય જાતની (તથા બીજી) સર્વ જાત (ની ઉત્પત્તિ) ની વૃદ્ધિ કરનાર ! સર્વ ભલી દીનના શરીકોની વૃદ્ધિ કરનાર ( પ્રભુ ) ! હું માજદરસ્તોમાંના બેહેવીનને ધર્મનો પ્રચાર, ધર્મ ઉપર દૃઢ રેહેવું અને ઉત્તમ હોય તે આપો? એ પ્રમાણે થાવ ? ( અર્થાત્ જે પ્રાર્થના કરી તે મને આમીન થાવ?)૧૬.

સર્વ સારા વિચારો, સર્વ સારા વાક્ય ( તથા ) સર્વ સારા કામો (કે જે ) જાણી જોઇને કર્યા ( હોય )-( તે ) સર્વ સારા વિચારો, સર્વ

સારા વાક્યો ( તથા ) સર્વ સારા કામો ( તે કરનારને ) સ્વર્ગ તરફ લઈ જાય છે. સર્વ ખરાબ વિચારો, સર્વ ખરાબ વાક્યો (તથા) સર્વ ખરાબ કામો (કે જે) જાણી જોઈને કીધેલા (હોતાં) નથી (તે) ( ખરેખર જોતાં ખરાબ નથી.) જાણી જોઈને કીધેલાં સર્વ ખરાબ વિચારો, સર્વ ખરાબ વાક્યો ( તથા ) સર્વ ખરાબ કામો ( તે કરનારને) નરક તરફ લઈ જાયછે. સર્વ સારા વિચારોનું, સારા વાક્યોનું (તથા) સારા કામોનું (સેવટ) સ્વર્ગ (હોય છે.) એ પ્રમાણે સત્યવાદિ ( મનુષ્ય ) ને જાહેર ( છે ). ૧૮ | ૧.

( દાદાર ) હોરમજદની ખુશ્નુદી ( થાઓ )? ખોદાતાલા ( જે ) મંગળનો આપનાર, પાપ ક્ષમા કરનાર ( તથા ) મયાલુ ( છે તે )ના નામ ( ની મદદ ) ( હું આ પ્રાર્થના આરંભ કરૂં છું.) હોરમજદ ( કે જે ) નિત્ય હતો, નિત્ય છે તથા નિત્ય રેહેશે તેના નામની પ્રશંસા (હું કરૂં છું) (જેનું) નામ ગુપ્ત વૃદ્ધિ કરનાર ઈશ્વર ( કરીને ) ( છે; ) ( તથા જે ) ગુપ્તમાં ગુપ્ત ( અર્થાત્ અનદીઠ–કોઈને દૃષ્ટ ન થાય તેવો ) ( છે. ) તેનું પોતાનું એક ( ખાસ ) નામ હોરમજદ ( કરીને ) (છે). તે સાહેબ સર્વથી વૃદ્ધ, શક્તિમાન, બુદ્ધિવાલો, ઊત્પન્ન કર્ત્તા, રક્ષા કરનાર, પાળન કર્ત્તા, ઉપકાર કર્ત્તા, પાપની ક્ષમા કરનાર, એકલો ( તથા ) પ્રકૃત ન્યાય કરનાર ( તથા ) સર્વ શક્તિવાન ( છે). ૧૯ | ૧.

હયાતી ભોગવનારાઓમાં તે વૃદ્ધ ( પ્રભુ ) નો ( હું ) આભાર (માનું છું ) કે જે (સર્વ ઉત્પન્નનો) ઉત્પત્તિ કરનાર છે ( તથા તેનો) અંત લાવનાર છે; ( તથા ) જેણે પોતાની જાતી શક્તિ તથા જ્ઞાનથી ઉન્નત વર્ગના છ અમશા સ્પંદો ઘણા એક વૃદ્ધ ઈજદો, પ્રકાશા સ્વર્ગ, ગરોટમાન, ગ્રહ મંડલનું ફરવું, પ્રકાશ આપનારો સૂર્ય, પ્રકાશવાન ચંદ્ર, ઘણા જાતના તારા, પવન, હવા, પાણી, અગ્નિ, જમીન, વૃક્ષલતા, પશુ, ધાતુ (તથા) મનુષ્યો ઉત્પન્ન કર્યા. ૧૯ | ૨.

તે કૃપાળુ પ્રભુની ( હું ) આરાધના તથા પ્રાર્થના ( કરૂં છું ) કે જેને જગત્‌ની સર્વ પદાર્થમાં મનુષ્ય જાતને વિચાર શક્તિથી ( અર્થાત્ વિચાર શક્તિ આપીને) ઉન્નત બનાવ્યું; તથા રાક્ષસો (અર્થાત્ ખરાબ વાસના)ની સાથે યુદ્ધ કરવા ( તેઓની સંમુખે થવા,) ( તથા ) ( તેઓથી ) દૂર રેહેવા સારૂ ( તથા ) જગત્‌ના લોકોને ( ઈશ્વરના માર્ગ ઉપર ) ચાલવવા સારૂ બુદ્ધિ ( આપીને ) વખતનું રાજ્યત્વ આપ્યું છે. ૧૯ | ૩.

ઓ પાલન કરનાર પ્રભુ? ઓ કસુર ક્ષમા કરનાર પ્રભુ! ઓ પાપ ક્ષમા કરનાર પ્રભુ? તારી આજ્ઞા પ્રમાણે, તારા આદેશ પ્રમાણે (તથા)

તારી આજ્ઞાને અનુકુળ થઈને ( તારી મોકલેલી ) પવિત્ર ( જરતોસ્તી ) ધર્મને હું સ્વીકાર કરૂ છું. મનમાં રાખું છે (અર્થાત્ હર સમય યાદ કર્યા કરૂં છું ), કેહેવું છું ( અર્થાત્ જાહેર કરીને બીજાઓને શિખવું છું ) તથા સ્વીકાર કરૂં છું. પ્રત્યેક પુન્યના કામ કરવાને ઉત્સાહીત રેહેવું, (તથા) સર્વ પાપાના કાર્યોથી પશ્ચાત્તાપ કરીને પાછો ફરૂં છું. મારી પોતાની જાતી કરણીને હું પવિત્ર રાખું છું, ( તથા ) ( મારા ) આત્માની છ શક્તિઓ (કે જે) વિચાર શક્તિ, બોલવાની શક્તિ, કામ કરવાની શક્તિ તથા તર્ક ( અથવા સારૂ નરસુ સમજવવાની) શક્તિ બુદ્ધિ તથા જ્ઞાન ( એઓને ખરાબ વાસનાથી ) દૂર રાખી ( હું ) પવિત્ર ( રાખું છું ). ૧૯ । ૫.

ઓ મંગળમય પ્રભુ? તારી ઈચ્છા પ્રમાણે સારા વિચાર, સારા વાક્ય, (તથા) સારા કામોથી તારી પ્રાર્થના હું કરી શકું. (અને મારા પોતાના આત્માને માટે) પ્રકાશ, માર્ગ (અર્થાત્ સ્વર્ગ મેલવવાનો રસ્તો) હું ખોલ્લો કરૂં, કે જેથી ( મારા મૃત્યુની પછી ) નરકનો ભારી બોજો મારા ( આત્મા ) ઉપર નહિ પોહોચે. ચિત પુળના માર્ગ ઉપરથી હું પસાર થઈ જાવું, અને ખુશબોથી ભરપુર, સર્વ સણગાર વાલા ( તથા ) સર્વ સુખાકારી વાલા સ્વર્ગમાં હું પોહચું. ૧૯ । ૬.

પાપ ક્ષમા કરનાર તે પ્રભુની હું વખાણ ( કરૂં છું ), કે જે ( પ્રભુ ) મંગલની ઈચ્છાથી ( અર્થાત્ પુણ્યનો બદલો તે પ્રભુ આપશે એવી આશાથી ) (તેની) આજ્ઞા પ્રમાણે ચાલનારાઓને પુણ્યનો બદલો આપે છે; ( તથા ) શેષમાં પાપીઓને નરકથી છુટકારો આપશે, તથા સર્વ (જગત્) ને બાલે સીથી આરાસ્તે કરશે. ( **દો આ નામ સેતાએશ્ને ૧૯ । ૭ ।** )

અશોઈના પ્રભુ આશો હોરમજદને હમો વખાણીએ છિએ, ( અથવા યાદ કરીએ છિએ ). ( **હાવન ગેહ.** )

સર્વ સારા કીધેલાં કામો જે કરવામાં આવ્યા છે, તથાં હવે પછી કરવામાં આવશે ( અર્થાત્ જે સારા કામો આજ સુધી થઈ ચુકા છે તથા હવે પછી થશે ) ( તેઓને ) હમો વખાણીએ છિએ (અથવા યાદ કરીએ છિએ. ) ( **હાવન ગેહ.** )

શિખામણોના પ્રકાશને હમો વખાણીએ છિએ કે જે પાપી મનુષ્યનો નાશ ( છે. ) ( **ઉજીરન ગેહ.** )

અશોઈનો પ્રભુ ( જે ) અશો સત્ય કામ કરનાર ( તેને ) હમો વખાણીએ છિએ ( અથવા યાદ કરીએ છિએ ; ) ( **ઉજીરન ગેહ.** )

સારો વિચાર વાળો, સારા વાક્ય બોલનાર, સારૂ કામ કરનાર તથા સારો ધર્મ રાખનાર અશો યુવા મનુષ્ય (જે) અશોઈનો સરદાર (તેને) હમો વખાણીએ છિએ; વાક્ય બોલનાર (અર્થાત્ પ્રાર્થના કરનાર) યુવા મનુષ્ય (જે) અશોઈનો સરદાર (તેને) હમો વખાણીએ છિએ; અશોઈના સરદાર અશો દેશહિતકારી પુરૂષને હમો વખાણીએ છિએ. ( **અઈ વિસ્રૂથ્રેમ ગેહ.** )

અશો નારી (જે) વધારે સારી મનસ્ની વાલી, વધારે સારી ગવસ્ની વાલી, વધારે સારી કુનસ્ની વાલી પુરતી રીતે (તથા) સારી રીતે શિખેલી, પોતાનાં સ્વામીની આજ્ઞાકારી ( તથા ) સત્ય બોલનારી તથા જે ( નારી ) સ્પંદારમદ (અમશાસ્પંદ) ના જેવી, તથા હે હોરમજદ! તારા જે (બીજા) નારી સ્વરૂપના પરીના જેવી ( અર્થાત્ તેવા ગુણ ધરાવનારી ) ( એવી નારીને ) હમો વખાણીએ છિએ (અથવા સ્મરણ કરીએ છિએ). અશો નર ( જે ) વધારે સારી મનસ્ની વાળો વધારે ગવસ્ની વાળો વધારે સારી કુનસ્ની વાળો, ધર્મ સમજનારો તથા પાપ નહિ જાણનારો ( એવો જે નર ) ( તેને ) હમો વખાણીએ છિએ; જેના કામોથી કરીને સર્વથી મોટા ધર્મ ગુરૂની આરાધના કરવાને માટે તથા (તેની) ખુબીઓ ગાવાને માટે પૃથ્વિ અશોઈથી આબાદ થાય છે. અશોઈનો પ્રભુ ( જે ) અશો સર્વથી શ્રેષ્ઠ ધર્મગુરૂ ( તેને ) હમો વખાણીએ છિએ. ( **અઈ વિસ્રૂથ્રેમ ગેહ.** )

સર્વ સારા વિચારને, સારા વાક્યને (અને) સારા કામને મારી મનસ્ની, ગવસ્ની (તથા) કુનસ્નીએ કરીને હું વખાણું છું. સર્વ ખરાબ વિચારને, ખરાબ વાક્યને અને ખરાબ કામને મારી મનસ્ની ગવસ્ની તથા કુનસ્નીએ કરીને હું ધિક્કારૂ છું. સર્વ સારા વિચારને, સારા વાક્યને (અને) સારા કામને ( મારી ) મનસ્ની ગવસ્ની (તથા) કુનસ્ની એ કરીને મજબુત પકડું છું ( અર્થાત્ હું અખત્યાર કરૂં છું ) કે તેથી કરીને ( હું ) પુણ્ય કરૂં સર્વ ખરાબ વિચારને, ખરાબ વાક્યને ( અને) ખરાબ કામને મારી મનસ્ની, ગવસ્ની ( તથા ) કુનસ્નીએ કરીને હું છોડી દેવું છું કે તેથી કરીને ( હું ) પાપ નહિ કરૂં. ( **પતેત પશેમાની.** )

સર્વથી શ્રેષ્ઠ અશોઈને હું પ્રશંસા કરૂં છું ( તથા ) દેવોને માનતો નથી (અથવા દુર કરૂં છું) દાદાર હોરમજદની તરફથી મારી ઉપર જે ખુબીઓ હર વખત પોહોચે છે તેને માટે હું તે કીરતારનો અતિ આભારી છું. ( **પતેત પશેમાની.** )

વધારે ખરાબ પાયા ( અથવા મૂળ ) ના પાપ આ છે. ( તેઓના) નામ ( નીચે જણાવેલાં છે.):—

જે વાકે કોઈને અન્યાયથી નુકસાન કરવું તથા તેને સારા કામમાં બાંધા આપવી,—કોઈને ખરાબ શિખામણ આપવી તથા અસત્ય બોલવાને કેહેવું તથા ખોટો માર્ગ દેખાડવો,—કોઈ મનુષ્ય મરતી વેળા અથવા પ્રવાસ જતી વખતે પોતાના સંતાનને અથવા બીજાઓને વશીઅત કરી જાય તે પ્રમાણે નહિ ચાલવું, બળકે તેથી ઉલટી રીતે કરવું, મનુષ્યો અથવા જનાવરોને ચોરીને વેચવા, તથા સારા કપડાં અને સારી સ્વાદદાર મીઠાઈ ખાવાની ચીજને હાથે કરીને ખરાબ કરવી, શક્તિવાન હોવા છતાં ગરીબ લાચારોની પરવરેશ નહિ કરવી, પરંતુ સાંભું તેઓને દુઃખ દેવું તથા પોતાના હાથ હેઠળના જાનાવરોને ભુખ્યાં રાખવાં અને તેઓને ઈજા કરવી, કોઈને મારવાને માટે હાથમાં અસ્ત્ર પકડવાનો પાપ, કોઈને જખમ કરવાની મતલબથી હાથમાં અસ્ત્ર પકડીને તે અસ્ત્ર સાંભા ધણીનાં માંથા ઉપર ફેરવવાનો દોષ, ત્રણ દિવસ પછી રૂજ આવે એવો મનુષ્યને જખમ કરવાનો દોષ; ચાર દિવસ પછી રૂજ આવે એવો કોઈ મનુષ્યને જખમ કરવાનો દોષ,—હાથ ઉપર જખમ કરવાનો દોષ, પગ ઉપર જખમ કરવાનો પગે લંગડા થાય અને કામ કરવાથી અટકે એવી રીતે કોઈના પગને જખમ કરવાનો ગુનાહ, મોતની શિક્ષાને લાયકનો ગુનાહ, કોઈની હદથી જીયાદા મજાક મસ્કેરી કરવાનો દોષ, વેસ્યા સાથે બદફેલી કરવાનો દોષ, રજસ્વલા સ્ત્રીની સાથે સંભોગ કરવાનો દોષ, ગુલામ બારગી કરવાનો દોષ, સ્ત્રીની સાથે બેનિયમ સંગત કરવાનો દોષ, પોતાના હાથે પોતાની ધાત બગાડવાનો દોષ, અન્ય ધર્મની સ્ત્રીનીસાથે સોહોબત કરવાનો દોષ, પારકાની સ્ત્રીસાથે નજદીકી કરવાનો તથા પારકા મનુષ્યનો માલ ચોરવાનો દોષ, જરતોસ્તી ધર્મના આવશ્યક કર્તવ્ય નહિ કરવાથી મરી ગયા પછી ચિત પુલ પસાર કરવો મુસ્કેળ પડે એવા પાપના કામો વધતો અને જીઆદે વધતો ગુનાહ ( અર્થાત્ એક વખત પાપ કર્યા પછી તેને માટે પશ્ચાતાપ કીધા વગર બીજી વખતે તેજ પાપ કરવો, ) એક પાપથી ઉત્પન્ન થતો બીજું પાપ; (તથા ) બીજા અધિક ખરાબ પાપ, કે જે મનુષ્યોથી આરંભ ( અર્થાત્ જન્મ ) થી થઈ શકે છે (તથા જે પાપ) લેઆનતના ભરેલા ( તથા ) ખરાબ હારેમને દાદાર હોરમજદની ઉત્પત્તીની સાંભે (અર્થાત્ તે ઉત્પત્તિને ખરાબ કરવાને માટે) ઉત્પન્ન કીધા. **( પતેત પશેમાની. )**

( મારો પોતાનો ) પિતા, મા, ભગ્નિ, ભ્રાતા તરફ (અથવા સાથે), (મારી પોતાની) સ્ત્રી (અથવા) સ્વામી સાથે (મારા પોતાના) સંતાન (તથા) પ્રભુ ( અર્થાત્ ધર્મનો ગુરૂ ) સાથે, સગા પાંસેનાઓ તરફ ( અથવા સાથે) એકજ સ્થાન ઉપર રેહેનારાઓ (સાથે) મારા હાત હેઠલના મનુષ્યો (એ સર્વોની સાથે ) કોઈ પણ (પ્રકારની) એ દાદીથી ( અર્થાત્ ઉપર જણાવેલા મનુષ્યો સાથે કોઈ પણ રીતથી ગેરવાજબી રીતે ચાલ્યાથી અથવા તેઓ ઉપર જુલમ ગુજાર્યાથી) જો હું પાપી થયો હોવું તો તે (સર્વ) પાપ (કે જે) વિચારને લગતા, વાક્યને લગતા, કામને લગતા, (મારા પોતાના) શરીરને લગતા, (મારા પોતાના) આત્માને લગતા, આ જગત્‌ને લગતા, પરલોકને લગતા એ (સર્વ જાતના) પાપોથી, હે હોરમજદ ? હું પશ્ચાતાપ કરીને દૂર રેહેવું છું (અને) ત્રણ વાક્યથી ( અર્થાત્ મનસ્ની, ગવસ્ની તથા કુનસ્ની થી ) હું પતેત કરીને પશ્ચાતાપ કરૂં છું; ( તે સર્વ ઉપર જણાવેલા ) પાપોથી હું પતેત કરીને પશ્ચાતાપ કરૂં છું. ( તથા )

જે કાંઈ દાદાર હોરમજદની ઈચ્છા હતી તે પ્રમાણે મને વિચારવું જોઈતું હતું તે મેં ( જો ) નહિ વિચારીયું હોય, જે મને બોલવું જોઈતું હતું તે હું ( જો ) નહિ બોલ્યો હોવું, જે મને કરવું જોઇતું હતું તે મેં (જો) નહિ કર્યું હોય તે ( સર્વ ) પાપ ( કે જે ) વિચારને લગતા, વાક્યને લગતા, કામને લગતા, (મારા પોતાના) શરીરને લગતા (મારા પોતાના) આત્માને લગતા, આ જગત્‌ને લગતા, પરલોકને લગતા—એ (સર્વ જાતના) પાપોથી હે હોરમજદ ? હું પશ્ચાતાપ કરીને દૂર રેહેવું છું, ( અને ) ત્રણ વાક્યથી અર્થાત્ મનસ્ની, ગવસ્ની તથા કુનસ્નીથી હું પતેત થઈને પશ્ચાતાપ કરૂં છું; ( જે સર્વ ઉપર જણાવેલા ) પાપોથી હું પતેત કરીને પશ્ચાતાપ કરૂં છું.
( પતેત પશેમાની. )

સર્વ પ્રકારનો ( તથા ) પ્રત્યેક જાતનું પાપ, પ્રત્યેક જાતનો મૃત્યુની શિક્ષાને લાયકનું પાપ, પ્રત્યેક જાતનો પ્રતિત થયલું (પાપ) પ્રત્યેક જાતનો રહી ગયલું ( પાપ, ) (તથા) પ્રત્યેક જાતનું (એક) પાપથી ( ઉત્પન્ન થતો ) ( બીજું ) પાપ કે જે મારેથી હોરમજદની ઉત્પત્તિની સાથે થયું હોય, જેમ કે તારા, સૂર્ય તથા ચંદ્ર સાથે ( તથા ) રાતા ( અને ) બળતી અગ્નિ સાથે ( તથા ) કુતરા, પક્ષી, અને પાંચ જાતના જનાવરો સાથે તથા ( એ સિવાય) ભૂમિ અને આકાશની વચે બીજી ઉત્તમ ઉત્પત્તિ કે જે હોરમજદની પોતાની ( છે તેની ) સાથે (ખરાબ ચાલ ચલાવ્યાથી) જો હું પાપી થયો હોવું તો—તે (સર્વ) પાપ (કે જે) વિચારને લગતા, વાક્યને લગતા, કામને

લગતા, (મારા પોતાની) શરીરને લગતા, (મારા પોતાના) આત્માને લગતા, આ જગત્‌ને લગતા, પરલોકને લગતા—એ ( સર્વ જાતના ) પાપથી, હે હોરમજદ? હું પશ્ચાતાપ કરીને દૂર રેહેવું છું, ( અને ) ત્રણ વાક્યોથી (અર્થાત્ મનશ્ની, ગવશ્ની તથા કુનશ્નીથી) હું પતેત કરી પશ્ચાતાપ કરૂં છું; ( તે સર્વ ઉપર જણાવેલા ) પાપથી હું પતેત કરી પશ્ચાતાપ થાવું છું. (પતેત પશેમાની.)

અભિમાન, મગરૂરી, મુવેલાઓની નાલેસ્તી કરવી, લોભ લાલચ, હદ્દથી અધિક ક્રોધ કરવો, કોઈનો દ્વેષ કરવો, કોઈની ઉપર અપવિત્ર દૃષ્ટિથી જોવું, બે શરમ નજરથી જોવું, ખરાબ નજરથી કોઈની ઉપર દૃષ્ટિ કરવી, હલકી નજર કરવી, ખુદ પરસ્તી, પોતાની હાલતથી અસંતોષી રેહેવું, પોતાની ઈચ્છા પ્રમાણે ચાળવું, આળસાઈ, નિદ્રા? અથવા કોઈને માન નહિ આપવું, શત્રુતા, શક, પવિત્રાઈ તોડવી, મિથ્યા શાપ આપવો, અન્યાય કરવો, મૂર્તિ પુજા કરવી, + + + + ચોરી, લુટફાટ, વ્યભિચાર, જાદુ અથવા દેવોના ધંતર મંતર, જાદુને પુજવું, જનાકારી, રંડીબાજી, ગુલામ બારગી કરવી, ગુલામ બારગી કરાવવી, મુવેલાની પાછલ મોટે અવાજે રડવું તથા હદથી અધિક શોક કરવો, તથા ( એ સિવાય ) બીજો હરેક રીતનું પાપ કે જે આ પતેતમાં યાદ કરીને ગણ્યો ( તથા ) જે નહિ ગણ્યો જે ( મારા ) જાણવામાં આવ્યા (તથા) જે ( મારા) જાણવામાં નહિ આવ્યા જેને વિશે (મેં) વિચાર કીધા ( તથા ) જેને વિષે (મેં) વિચાર નહી કીધો (તથા) દસ્તુરની આગળ (મને) દલગીરી સાથે જાહેર ( એ કરાર ) કરવા જોઈએ તે ( જો ) મેં દલગીરી સાથે જાહેર નહિ કીધા હોય તો,—તે (સર્વ) પાપ (કે જે) વિચારને લગતા, વાક્યને લગતા, કામને લગતા, આ જગત્‌ને લગતાં, પરલોકને લગતા, એ (સર્વ જાતના) પાપોથી હે હોરમજદ? હું પશ્ચાતાપ કરીને દૂર રેહેવું છું; ( અને ) ત્રણ વાક્યોથી (અર્થાત્ મનશ્ની, ગવશ્ની તથા કુનશ્નીથી) હું પતેત કરી પશ્ચાતાપ કરૂં છું; ( તે સર્વ ઉપર જણાવેલા ) પાપથી હું પતેત કરી પશ્ચાતાપ થાવું છું. ( પતેત પશેમાની.)

( મારા પોતાના ) આત્માની ખુશાલીને માટે ભલી અશોઈને (અર્થાત્ પવિત્રાઈ તથા સત્યને ) વધારે લાયક રીતે હું પસંદ કરૂં છું. ( પતેત પશેમાની.)

( મારી ) આયુષ્ય પર્યન્ત ( મારી ) મનશ્નીથી સારા વિચાર ઉપર હું ઉન્નત છું ( મારી ) ગવશ્નીથી સારા વાક્ય ઉપર હું ઉન્નત છું, ( મારી )

કુનસ્નીથી સારા કામ ઉપર હું ઉન્નત છું, ( તથા ) ભલા માજદયસ્નના ધર્મ ઉપર હું ઉન્નત છું. સર્વ પુણ્યો ( અથવા પુણ્યના કામો ) સાથે હું એક મલતો છું, ( તથા ) સર્વ પાપોથી હું એક મલતો નથી. **(પતેત પશેમાની.)**

સર્વ સત્યનો ( તથા ) ઉત્તમ માર્ગ મેં પકડ્યો છે; અસત્યનો ( તથા ) ખરાબ માર્ગ હું છોડી દેવું છું. **( પતેત પશેમાની. )**

ત્યારે જરતોસ્તે કહ્યું કે હે અશો હોરમજદ ? તારૂં તે નામ કે જે સર્વથી મોટું, સર્વથી ઉત્તમ, સર્વથી શ્રેષ્ઠ, સર્વથી અધિક કામ કરનાર, ઘણુંજ ફતેહથી મારનાર, ઘણુંજ તંદરોસ્તી આપનાર, ( તથા ) દેવોની તથા ( ખરાબ ) મનુષ્યોની ખરાબીને ઘણુંજ મારનાર છે તે નામ ( તું ) મને ખચીત કહે કે જેથી કરીને (અર્થાત્ તે નામના આશ્રયથી) હું સર્વ દેવોને તથા ( દુષ્ટ ) મનુષ્યોને હરાવું કે જેથી કરીને હું સર્વ જાદુગરોને તથા પરીઓને હરાવું; કે મને કોઈ પણ મનુષ્ય દુઃખ નહિ આપે, નહિ દેવ કે નહિ ( દુષ્ટ ) મનુષ્ય કે નહિ જાદુગરો કે નહિ પરીઓ. **( હોરમજદ યષ્ટ. )**

ત્યારે હોરમજદે ઉત્તર આપ્યો કે પેહેલું નામ હે અશો જરતોસ્ત? હું છું ( અથવા હું હયાત છું; ) ( મારૂં ) બીજું ( નામ ) મંડલીવાલો ( અથવા મંડલીનો રક્ષણ કરનાર; ) મારૂં તૃતિય ( નામ ) સર્વ વ્યાપક; મારૂં ચતુર્થ ( નામ ) સર્વથી ઉત્તમ અશોઈ; ( મારૂં ) પાંચમું ( નામ ) મજદની ઉત્પન્ન કીધેલી અશોઈના વંશની સર્વ કૃપા, ( મારૂં ) છઠું (નામ) એ કે ( હું ) ( પોતે ) બુદ્ધિ છું; ( મારૂં ) સાતમું ( નામ ) બુદ્ધિવાલો; ( મારૂં ) આઠમું ( નામ ) એ કે ( હું ) ( પોતે ) જ્ઞાન છું; મારૂં નવમું ( નામ ) જ્ઞાનવાન, ( મારૂં ) દશમું ( નામ ) એ છે, ( હું ) ( પોતે ) વૃદ્ધિ કરનાર છું; ( મારૂં ) અગીયારમું ( નામ ) બુદ્ધિવાલો; ( મારૂં ) બારમું ( નામ ) "અહુર" ( અર્થાત્ આયુષ્યનો આપનાર ) ( મારૂં ) તેરમું ( નામ ) ઘણોજ ફાયદો કરનાર; ( મારૂં ) ચઉદમું ( નામ ) શત્રુ વગરનો; ( મારૂં ) પંદરમું ( નામ ) નહિ મારનાર; ( મારૂં ) સોલમું ( નામ ) કામોને ! ગણનાર ( અર્થાત્ આ જગત્માં કીધેલાં સારા અથવા નરસાં કામો પ્રમાણે પરલોકમાં બદલો આપનાર અથવા શિક્ષા કરનાર;) મારૂં સતરમું ( નામ ) સર્વ જોનાર; ( મારૂં ) અઢારમું (નામ) તંદરોસ્તી આપનાર; ( મારૂં ) ઓગણીશમું ( નામ ) એ કે ( હું ) ઉત્પત્તિ કરનાર છું; વીસમો જે હું છું તે મહા જ્ઞાની નામવાલો છું ( અર્થાત્ મારૂં વીસમું નામ મહા જ્ઞાની છે. **( હોરમજદ યષ્ટ. )**

હે જરતોશ્ત અગર જો તું ચાહે કે આ ખરાબીઓ (કે જે) દેવોની (ખરાબ) મનુષ્યોની જાદુગરોની, પરીઓની, જુલમગારોની; ક્રીકાની (અર્થાત્ જોતી આંખો આંધળા રેહેનારાઓની), કરપોની અર્થાત્ સાંભળતે કાને બેહેરા રેહેનારાંઓની બે પગના સાંપોની (અર્થાત્ સાંપની પ્રકૃતિના મનુષ્યોની) બે પગવાલા આશ્મોગોની (અર્થાત્ અશોઈને તોડનારાઓની), ચાર પગવાલા વરૂઓની, (તથા) પુષ્કલ પલટનવાલાં, પોહોલા વાવટાવાલા, ઊંચા વાવટાવાલા, ઉંચે પકડેલા વાવટાવાલા (તથા) ઘાતકી વાવટો લઈ જનારા લશ્કરોની (એ બધાઓની ખરાબીઓની તોડનારો થાય),—તો આ નામો (અર્થાત્ ઉપરના ફકરામાં જણાવેલા નામો) મનમાં યાદ કરનારો (થઈને) પ્રત્યેક દિવસ તથા રાત્રે તું મોટે સાદે ભણ. (હોરમજદ યષ્ટ.)

(હું) રક્ષા રાખનાર નામવાલો છું. (હું) સર્વ વ્યાપક નામવાલો છું, (હું) કૃપા કરનાર નામવાલો છું, (હું) રક્ષણ કરનાર નામવાલો છું, (હું) પાલનાર નામવાલો છું; (હું) ભણનાર (અર્થાત્ સર્વજ્ઞ) નામવાલો છું. (હું) ઘણુંજ જાણનાર નામવાલો છું, (હું) વૃદ્ધિ કરનાર નામવાલો છું, (હું) વૃદ્ધિ કરનાર માંઘ્ર નામવાલો છું, (હું) મરજી પ્રમાણે રાજ કરનાર નામવાલો છું, (હું) ઘણોજ મરજી પ્રમાણે રાજ કરનાર નામવાલો છું; (હું) કીર્ત્તિથી રાજ કરનાર નામવાલો છું, (હું) ઘણીજ કીર્ત્તિથી રાજ કરનાર નામવાલો છું. (હોરમજદ યષ્ટ.)

(હું) નહિ ઠગનાર નામવાલો છું, (હું) ઠગ નારથી દૂર નામવાલો છું, (હું) બચાવનાર નામવાલો છું, (હું) ખરાબીને તોડનાર નામવાલો છું; (હું) એકદમ મારનાર નામવાલો છું, (હું) સર્વ મારનાર નામવાલો છું, (હું) સર્વને બનાવનાર નામવાલો છું, (હું) સર્વ પ્રકાશ નામવાલો છું, (હું) પુરજ્યોતિ નામવાલો છું, (હું) રોશણી વાલો (એવું) નામ રાખનાર છું, (હું) કામમાં ચલકતો (અર્થાત્ કામમાં ચાલક) નામવાલો છું, (હું) કામમાં ઉપયોગી (એવા) નામવાલો છું, (હું) લાભ ભરેલો નામવાલો છું, (હું) શૂરા નામવાલો છું, (હું) ઘણોજ લાભ કરનાર નામવાલો છું, (હું) અશોઈ નામવાલો છું; (હું) શ્રેષ્ઠ નામવાલો છું, (હું) રાજ્ય રાખનાર નામવાલો છું, (હું) સર્વથી શ્રેષ્ઠ રાજ્ય રાખનાર નામવાલો છું; (હું) ઉત્તમ જ્ઞાન ધરાવનાર નામવાલો છું, (હું) દૂર સુધી જોવાની શક્તિ રાખનાર નામવાલો છું. (હોરમજદ યષ્ટ.)

( દાદાર હોરમજદ કહે છે ); આ તે ( મારા ) નામો ( છે ) કે જે ઉપર જણાવ્યાં. હે સપેતમાન જરતોસ્ત ! જે મનુષ્ય આ હાડમંદ જગત્‌માં આ મારા નામોને યાદ કરનારો ( થઈને ) પ્રત્યેક દિવસ અથવા પ્રત્યેક રાત્રે મોટે સાદે ભણે. ઉઠતાં અથવા બેસતાં, બેસતાં અથવા ઉઠતાં, બંધ બાંધતાં અથવા બંધ છોડતાં, ( પોતાની ) જગોએથી બાહાર નિકલતાં, કસબામાંથી બાહાર નિકલતાં, દેશમાંથી બાહાર નિકલતાં ( તથા ) ( કોઈ બીજાં ) દેશ તરફ જતાં ( જે મનુષ્ય આ મારાં નામો ) મોટેથી ભણે તો તે મનુષ્યને તે દિવસે ( તથા ) તે રાત્રે ( અર્થાત્ જે જે વેળા ભણે ત્યારે ) ઘાતકી મનનો એશમ ( નામનો ) દરૂજ નુકસાન કરે નહિ ( અથવા ) નાશ નહિ કરે ); નહિ આંકડા ( અથવા ભોકવાના અસ્ત્ર ) કે નહિ ગોફણો, કે નહિ ભાલા, કે નહિ ચાકુઓ, કે નહિ ગુરૂજો, નહિ કે પથરા (તે મનુષ્યને) ભોકાય (તથા) ઈજા કરે. (**હોરમજદ યષ્ટ.**)

• જે પ્રમાણે હજાર મનુષ્યો એક મનુષ્યની ઉપર ચોકસી રાખે ( તે પ્રમાણે ) આ ( ઉપર જણાવેલા દાદાર હોરમજદના ) નામો ( તે ભણનારને માટે ) મીનો દરૂજ તથા કપટી દરવંદ ( પાપી ) તથા નુકસાન પોહોચાડનાર પાપીની સાંભે તથા સર્વ મોતવાલો દરવંદ જે અંગ્રેમેન્યુશ ( તેની ) સાંભે શિખામણ તથા ટેકા તથા બંચાવ તરીકે થાય છે. (**હોરમજદ યષ્ટ.**)

ડહાપણને ( તથા ) આબાદી કરનાર ભલા વિચાર ( અથવા સભ્યતા ) ને અમો સ્તુતિ કરીએ છીએ, જેની ઉત્પત્તિ અશોઈની તથા અશો ( લોકો ) જેઓ અશોઈમાં સર્વથી ઉત્તમ ( છે તેઓ )ની ઉત્પત્તિની ( છે ). ( **હોરમજદ યષ્ટ.** )

સ્વર્ગ હોરમજદનું પોતાનું ગૃહ ( છે ). સ્વર્ગ અશો ( પવિત્ર અને સત્યવાદિ ) મનુષ્યોને માટે છે. અશો ( લોકો ) નું ગૃહ ( જે ) સ્વર્ગ તે તરફ જવામાં ( તથા ) કુશાદગીમાં ( અર્થાત્ કુશાદગીથી ) જાહેર રીતે (દાદાર ) હોરમજદ તરફ (જવામાં), દરવંદો ( અર્થાત્ પાપી—દુષ્ટ મનુષ્યો) માનો કોઈ પણ નથી. ( **અરવી બેહેસ્ત યષ્ટ.** )

જગત્‌નો રાખનાર દાદાર સર્વ શક્તિવાન તથા મહાજ્ઞાની તથા સર્વેનો પોષણ કરનાર તથા ઉત્પન્ન કર્તા તથા કૃપાલુ તથા રક્ષણનો પ્રભુ (છે). ( **સરોશ યષ્ટ હાદોખ્ત.** )

હે જરતોસ્ત ! જે કોઈ પુરૂષ અથવા સ્ત્રી આ પ્રાર્થના વાક્ય અતિશય

અશોઈવાલા મનથી, અતિસ્ય અશોઈવાલા વચનથી (તથા) અતિસ્ય અ-શોઈવાલા કામે કરીને બોલે ( અર્થાત્ ભણે ). (**સરોશ યષ્ટ હાદોખ્ત** )

અશો સરોશ (ઈજદ ) જે પવિત્ર ( તથા ) ફતેહમંદ ( છે તેને ) ( અમો ) સારા વિચારથી, સારા વાક્યથી તથા સારા કામોથી સ્તુતિ કરીએ છિએ. ( **સરોશ યષ્ટ હાદોખ્ત** )

અશો સરોશ (ઈજદ) ને અમો સ્તુતિ કરીએછિએ, મોટા પ્રભુ જે હોરમજદ, જે અશોઈમાં સર્વથી શ્રેષ્ઠ (તથા) જે અશોઈમાં ઘણોજ મદદ કરનારો (છે તેને) અમો યાદ કરીએછિએ. (**સરોશ યષ્ટ હાદોખ્ત**)

યદિ ( કોઈ મનુષ્ય ) બીજા ( અધિક ) પાપોના કાંમોથી દૂર રહે તો પશ્ચાત્તાપ એ તેની શિક્ષા ( છે ), પરંતુ યદિ બીજાં અધિક પાપના કામોથી દૂર નહિં રહે ( અર્થાત્ તે કામો કર્યા કરે ) તો તે મનુષ્ય નિત્યને વાસ્તે પાપી ( થાયછે. ) ( અર્થાત્ યદિ કોઈ મનુષ્ય થોડો એક વખ્તુ અજ્ઞાનપણાથી પાપના માર્ગે ચાલ્યા પછી પોતાની ભુલ માલમ પડ્યાથી પાછો પુણ્યના માર્ગે ચાલે તો તેના આગલા કીધેલા પાપને માટે અંતઃ-કરણથી ખરા વિશ્વાસથી પશ્ચાત્તાપ કરેતો તે તેની શિક્ષા થયલી ગણાએ, પણ જો કોઈ મનુષ્ય ખરાબ–અનીતિને માર્ગે ચાલે અને પોતાની ભુલ જોયા પછીમી તેથી પાછો ફરે નહિં તો તે મનુષ્ય હોરમજદ (પરમેશ્વર)ની નજરમાં નિત્યનો પાપી થાયછે. ) (**વંદીદાદ, પરગરદ ૩ ફકરો ૨૧**)

હાડમંદ પ્રદેશોના હે અશો ઉત્પન્ન કરનાર ? ક્યો મનુષ્ય પાંચમી વખતે આ ભૂમીને ઘણીજ ખુશી સાથે ખુશાલ કરેછે !

ત્યારે હોરમજદે કહ્યું કે હે સર્વથી પવિત્ર જરતોસ્ત! આ ભૂ-મીના જે (સ્થાન) ઉપર (જે મનુષ્ય) અશો મનુષ્યને ભલી અશોઈ-માં જરૂર ધંધો–રોજગાર આપે, (અર્થાત્ જે મનુષ્ય અશો મનુષ્યને જે સ્થાનમાં ઉદ્યોગે લગાડે તે મનુષ્ય તે સ્થાનને ઘણીજ ખુશાલ કરે છે). ૩।૩૪

(પણ) હે સર્વથી પવિત્ર જરતોસ્ત ! આ જગત્ના જે (સ્થાન) ઉપર જો (કોઈ મનુષ્ય) અશો (અર્થાત્ સત્યવાદિ) મનુષ્યને ભલી અશો-ઈમાં ખચીત ધંધો–રોજગાર નહિં આપે તો સપંદારમદ તેને અંધકારમાં તથા સંકટમાં તથા સર્વથી ખરાબજગત્ (અર્થાત્ નરક) માં તથા કાટાદાર ઘાંસમાં નાખેછે. ૩।૩૫

કારણ કે, હે સર્વથી પવિત્ર જરતોસ્ત? માજદયસ્નના ધર્મ ઉપર વિશ્વાસ રાખનાર મનુષ્યના બંધનને કાહાડી નાખેછે. (અર્થાત્ છોડી

નાખેછે,) અસત્યપણું (અથવા ઠગાઈ) કાહાડી નાખેછે, જાદુથી (ઉ-ત્પન્ન થતા) મોત (અથવા જાદુ મારવાના–ચલાવવાના કાંમ) ને કાહાડી નાખેછે, અશોને મારવાના કામને (અથવા અશો–સત્ય મનુષ્યના નુક-સાને) કાહાડી નાખેછે, નશો જાવવાનું (અર્થાત્ મરદુ દાટવાનું) કાહા-ડી નાખેછે, પાપ નિવારણ નહિં થાય (અથવા પુલ ગુજાર નહિં થાય) એવા પાપના કામોને કાહાડી નાખેછે, કષ્ટ જતા રહે એવા ઋણને કાહાડી નાખેછે, (તથા) સર્વ તે પાપના કામો જે કોઈ કરે છે તે કા-હાડી નાખે છે. ૩।૪૧.

હે સર્વથી પવિત્ર જરતોસ્ત? જે પ્રમાણે જલદી ચાલનારો પવન દક્ષિણ તરફથી (ફુકીને) હવા (અથવા વાતાવરણ) ને સર્વ તરફથી સ્વ-ચ્છ કરી નાખેછે, તે પ્રમાણે માજદયસ્ના ધર્મ અશો (અર્થાત્ સત્ય-વાદિ) મનુષ્યના પ્રત્યેક (અથવા સર્વ) ખરાબ વિચાર તથા ખરાબ વચન તથા ખરાબ કામોને પરિહકાર કરે છે. હે જરતોસ્ત? હીયાં (અ-ર્થાત્ આ જગત્માં) સારૂ કામ કીધેલું ભલું; ભલો માજદયસ્નો ધર્મ પુરતી રીતે શિક્ષાને કાપી નાખેછે. ૩।૪૨.

જે કોઈની તરફ કર્ત્તવ્ય સંપૂર્ણ કરવાનું (હોય તેવા) મનુષ્યે (અર્થાત્ લાયકીવાલા મનુષ્યેનું) (પોતાનું) કર્ત્તવ્ય નહિં કરે (તો તે મનુષ્ય) કર્ત્તવ્ય ધરાવનાર (કર્ત્તવ્યને) છીનવી લીધાથી કર્ત્તવ્યનો ચોર થાયછે; જો કે તેઓમાંનો (કોઈનો) ગમે તેવો હલકો (હોય) રાત્રદિવસ (તેને) પોતાનું કર્ત્તવ્ય (સંપૂર્ણ કરવાને) વલગી રેહેવું જોઈએ. ૪।૧.

(જો) કોઈ મનુષ્ય (હાથમાં) મારવાનું શસ્ત્ર (લઈને) કોઈ બીજાને મારવાને માટે ઉભો થાય તો તેને "આગેરેપ્ત" પાપ કીધેલો ગણાય છે; જો (તે મારવાનું શસ્ત્ર લઈને) આગળ ચાલે તો "અવ-ઓઈરિસ્ત" પાપ કીધેલો ગણાય છે; જો કીનાવાલા મનથી સાંભે ધ-સારો કરે તો "અરેદુશ્" પાપ કીધેલો ગણાય છે. "અરેદુશ્" પાપ-માંનો ૫ મી વખત (તે પાપ) કીધાથી તે મનુષ્ય તનાફુર થાયછે (અ-થવા તે મનુષ્ય (પોતાના) શરીરને (પાપથી) ભરી નાખેછે. ૪।૧૭.

યદિ હીયાં મનુષ્યો એક ધર્મ તરીકે, અથવા ભાઈ તરીકે અથવા મીત્ર તરીકે પૈશા શોધતા (અર્થાત્ પૈસા—ખાવાનું—સુખની ઇચ્છા રાખતા) અથવા સ્ત્રી શોધતા (અર્થાત્ સ્ત્રીની ઇચ્છા રાખતા અથવા જ્ઞાન શોધતા) (અર્થાત્ શિખવાની ઇચ્છા રાખતા) આવે; યદિ પૈસા

( અર્થાત્ સુખ ફરાખી ) શોધતા આવેતો હીયાં ( તેઓને ) પૈસા આ-પવા; અથવા જો સ્ત્રી શોધતા આવે ( તેઓને સ્ત્રીની સાથે વિવાહ કરી આપે; અથવા જો જ્ઞાન શોધતા આવેતો તેઓને ) પવિત્ર માંથ્ર (એટલે જરતોસ્તી ધર્મના ગુપ્ત પવિત્ર ભેદો ) યાદ કરવા જોઇએ ( અર્થાત્ શિખવા જોઇએ. ) ૪ | ૪૪.

માંસના ( આહારના ) ( તથા ) વસ્ત્રના ચાહાનારે ( એટલે કે ઇચ્છા રાખનારે ) અનિયમથી ( અર્થાત્ ગેરવાજબી રીતે ) બોલવું નહિં જોઇએ. ૪ | ૪૬.

હે સર્વથી પવિત્ર જરતોસ્ત ! હીયાં ( અર્થાત્ આ જગત્માં ) એ પ્રમાણે " મગવ " (જેઓ ઉમરે પુગ્યા છતાં સ્ત્રી વગરજ આયુષ્ય ગુજારતા હોય ) ની આયુષ્યના કરતાં સ્ત્રી વાલાને માટે જરૂર હું ભલામણ કરૂંછું ( અર્થાત્ " મગવ "ના કરતાં સ્ત્રી વાલાને હું વધારે પસંદ કરૂંછું) કુટુંબ ( અથવા ઘરબાર ) વગરનાના કરતાં કુટુંબ ( અથવા ઘરબાર ) વાલાને ( હું અધિક પસંદ કરૂંછું; ) સંતાન વગરનાના કરતાં સંતાન વાલાને ( હું અધિક પસંદ કરૂંછું; ) ફરાખી ( અથવા પૈસા ટકા—સુખ ) વગરનાના કરતાં સુખીને ( હું અધિક પસંદ કરૂંછું.) ૪ | ૪૭.

( કારણ કે ) તે બે મનુષ્યોમાંનો ખચિત તે (મનુષ્ય) (અર્થાત્ ઘરબાર વાલો, છોકરાં વાલો ઇત્યાદિ ) જાનવરોની વૃદ્ધિને સારી રીતે ભરપૂર કરેછે; ( વલી ) તે ( મનુષ્ય ) જે ( તેમ ) નથી ( કરતો ) ( તેના ) કરતાં ભલી મનશાની સંગ્રહ કરી લેવાને અધિક શક્તિવાન્ ( હોયછે.) એ પ્રમાણે ( અથવા વલી ) તે ( મનુષ્ય યાદ કરનારો ( અર્થાત્ સારી યાદ દાસ્તની શક્તિવાલો ) ( થાયછે.) તે મનુષ્ય ( અર્થાત્ ઘરબાર માંડી મેહેનત કરીને પોતાનું ગુજરાન કરનાર મનુષ્ય) " અસ્પેરેન " ની મૂલનો, માફકસર કદના પશુના મૂલનો, ઢોરની કીમતનો (તથા ) મનુષ્યની કીમતનો ( થાયછે. ) ( અર્થાત્ તે ઘરબાર વાલો મનુષ્ય ચાકર નફર ગાય ઢોર, પૈસા ઇત્યાદિ રાખનાર થાયછે ). ૪ | ૪૮.

કારણ કે તે મનુષ્ય ( અર્થાત્ ઉપર જણાવેલો ઘરબાર માંડીને ધંધો રોજગાર કરનાર મનુષ્ય ) હાડકાં ભાજનાર દેવની સાંભે થાયછે ( અને તેની સાથે ) યુદ્ધ કરેછે; તથા સારીપેઠે ચિલો ચઢાવેલો તીર મારનાર દેવની સાંભે થાયછે; તથા શિયાલાનો દેવ ( જે ) થોડા કપડાં પેહેરેછે ( અર્થાત્ ચીથરેહાલ કરેછે ) તેની તે સાંભે થાયછે; તથા તે મ-

નુષ્ય દરવંદ, જુલમગાર મનુષ્યના માથાંની સાંભે થાયછે. આ કામો-માંના પેહેલા ( કામ ) કરવાં જોઈએ નહિં કે બીજાં. ( અર્થાત્ ઘરબાર માંડવું, સ્ત્રી કરી મેહેનત કરીને પોતાનું ગુજરાન કરવું; પરંતુ ભટકતી આલસુ જીંદગી ગુજારવી નહિં ). ૪ | ૪૯.

હે પવિત્ર ( જરતોશ્ત )? જેમ તું કહેછે ( તે પ્રમાણે ) આ વધારે સારૂં ( અને ) અધિક સોહામણું છે. અશો હોરમજદે તેને ( એટલે ) અશો જરતોસ્તને આ વચનથી ખુશી કીધો. પવિત્રાઈ ( એ ) મનુષ્યને માટે જન્મની પેંછી ( એટલે જમીનથીજ ) સર્વથી ઉત્તમ ( વસ્તુ છે ); હે જરતોશ્ત? તે પવિત્રાઈ એજ માઝદયસ્નો ધર્મ ( છે ); કોઈ પણ મનુષ્ય સારા વિચારથી અથવા ઉત્તમ વિચારની મારફતે તથા સારા વચનથી તથા સાર કામથી પોતાનું આયુષ્ય પવિત્ર કરેછે. ૫ | ૨૧.

ત્યારે હોરમજદે કહ્યું કે હે સર્વથી પવિત્ર જરતોસ્ત? ગુલામ બારગી કરાવેલો મનુષ્ય તથા ગુલામબારગી કરનાર મનુષ્ય તે દેવ ( રાક્ષસ ) છે, તે દેવને ઇજનારો ( છે ), તે દેવોનો મિત્ર ( છે ) તે દેવોનો "ખ્રુમ્બ" ( છે ), તે દેવોની ખરાબ સ્ત્રી ( અર્થાત્ ન છાજતી રીતે ઓરતની જગો રાખનાર પુરૂષ ) ( છે ), તે પોતે દેવ ( છે ), તે સર્વે ( અર્થાત્ સર્વ પ્રકારે ) દેવ ( છે ). જ્યારે એક પુરૂષ ( બીજા ) મનુષ્યમાં ( પોતાની ) મની ( ધાત ) રેડેછે, અથવા તો જ્યારે એક મનુષ્ય ( બીજા ) મનુષ્યોની મની ( પોતા-માં ) ધરી લે છે તે ( મનુષ્ય મુવા આગમચ દેવ ) ( છે ), ( તથા ) મરી ગયા પછી તે મીનોઈ દેવ ( અર્થાત્ નરકનો રાક્ષસ ) થાયછે. ૮ | ૩૨.

( હોરમજદ કહેછે )—હે પવિત્ર ( જરતોસ્ત )? અંતઃકરણને તુને પવિત્ર કરવું જોઈએ. હે પવિત્ર ( જરતોશ્ત )? આ હાડમંદ જગત્નો કોઈ પણ મનુષ્ય જે પોતાના અંતઃકરણને કુમતથી ( અર્થાત સારા વિ-ચારથી ) તથા ફ્ખ્તથી ( અર્થાત્ સારા વચનથી ) તથા હવર્સ્તથી ( અ-ર્થાત્ સારા કામથી ) પવિત્ર કરેછે, તેને માટે પોતાના અંતઃકરણની આ પવિત્રાઈ છે. ૧૦ | ૧૯.

જરતોસ્તે હોરમજદને પુછ્યું કે હાડમંદ મુલકોના હે મીનો સર્વથી પવિત્ર, અશો ઉત્પન્ન કરનાર હોરમજદ? ગૃહને હું કેમ પવિત્ર કરૂં? અ-ગ્નિને, પાણીને, ભૂમીને, ગાયઢોરને, ઓરવરને, અશો મનુષ્યને તથા અશો સ્ત્રીને, તારાને, સૂર્યને, ચંદ્રને, અસીમ પ્રકાશને ( તથા ) હોરમજ-દની ઉત્પન્ન કીધેલી અશો વંશાની સર્વે વસ્તુને હું કેમ પવિત્ર કરૂં?

ત્યારે હોરમજદે કહ્યું કે હે જરતોશ્ત ! પવિત્ર કરવાની પ્રાર્થના તને કરવી જોઈએ. ત્યારપછી (અર્થાત્ પવિત્ર કરવાની પ્રાર્થના કર્યાથી) ગૃહ, અગ્નિ, પાણી, ભૂમી, ગાયઢોર, ઓરવર, અશો મનુષ્ય, તથા અશો સ્ત્રી, તારા, સૂર્ય, ચંદ્ર, અસીમ પ્રકાશ (તથા) હોરમજદની ઉત્પન્ન કરેલી અશો વંશની સર્વ વસ્તુ પવિત્ર થાય. ૧૧ | ૧ | ૨.

આ કામોમાંનું પેહેલું (કામ) જે મનુષ્યો કરેછે તે આ જે મનુષ્ય અશો (અર્થાત્ સત્યવાદિ) મનુષ્યને બીજા વરણવાલો અથવા બીજા ધર્મવાલો અથવા વધારે હલકા વાક્યવાલો (અર્થાત્ હલકી નીતિવાલો) વિચારે (તથા) જાણીબુજીને પોતાની અકલે કરીને તે પાપ કરે તો તે કામ કરવાથી (તે મનુષ્ય) એ પ્રમાણે પાપી થાયછે. ૧૫ | ૨.

જરતોશ્ત હોરમજદને પુછ્યું હાડમંદ પ્રદેશોના હે મીનો સર્વથી પવિત્ર અશો ઉત્પન્ન કરનાર હોરજદ ? નાશકારક (તથા) મૃત્યુથી ભરેલો કોણછે ?

ત્યારે હોરમજદે કહ્યું કે હે સર્વથી પવિત્ર જરતોશ્ત ? (જે કોઇ) ખરાબ ધર્મ શિખવે (તથા) જે મનુષ્ય ત્રણ વસંત ઋતુ (અર્થાત્ ત્રણ વરસ) સુધી અભ્યાસ ઉપર નહિં બેસે (અર્થાત્ અભ્યાસ નહિં કરે પણ આળસુ પડીને વખત નકામો ગુમાવે). ગાથા (ઇશ્વરનું ભજન) નહિં ગાય (તથા) ભલાં પાણીને નહિં પુજે (તે મનુષ્ય પ્રકૃત નાશકારક તથા મોત ભરેલો છે). ૧૮ | ૮ | ૯.

કારણ કે એક અશો (મનુષ્ય)ને મારનાર (અથવા અશોને હાની પોહોચાડનાર)ની પ્રશંસા કરવી, એ ખરાબ (તથા અપવિત્ર (મનુષ્ય)નું શસ્ત્ર લાંબું કર્યા બરાબર છે; બે (અશો મનુષ્યને હાની પોહોચાડનાર)ની (પ્રશંસા કરવી એ ખરાબ તથા અપવિત્ર મનુષ્યની જીભ લાંબી (કર્યા બરાબર છે). ૧૮ | ૧૧.

જરતોશ્તે હોરમજદને પુછ્યું, હાડમંદ મુલકોના હે મીનો, ઘણોજ વૃદ્ધિ કરનાર, અશો ઉત્પન્ન કરનાર હોરમજદ ? જોરાવર (પોતાના) શરીરને "માંથ્ર"ના તાબામાં રાખનાર, ભયંકર ભાલો રાખનાર, હોરમજદને લગતો (અર્થાત્ હોરમજદના માર્ગમાં ચાલનાર) એવો જે સરોશ અશો (તે)ના આદેશ પ્રમાણે ચાલનાર (અથવા તેની આજ્ઞા પ્રમાણે કામ કરનાર) કોણછે ?

ત્યારે હોરમજદે કહ્યું કે હે સર્વથી પવિત્ર જરતોશ્ત ? "પરોદર્શ્"

નામનો મરઘો જેને સાધારણ લોકો "કહર્ કતાસ્" ને નામે ઓલખે છે; તે મરઘો (કામ કરવાને) શૂર (અથવા ઉજમ) આપનારી હોશાન (ઘેહ) અર્થાત્ (પ્રાતઃકાળ) ની વખતે (નીચે પ્રમાણે) પોકાર કરે છે.

"હે મનુષ્યો! (તમારા બિછાના ઉપરથી) તમો ઉઠો, સર્વથી શ્રેષ્ઠ સત્ય (અથવા અશોઈ) ની પ્રશંસા કરો (તથા) દેવોને (રાક્ષસોને) દૂર કરો; (નહિં તો) તે લાંબા હાથ વાળો "બૂષ્યાંસ્પ" (નામનો દેવ) (અર્થાત્ આલસાઈનો રાક્ષસ) તમારી તરફ દોડી આવે છે."

"તે ("બૂષ્યાંસ્પ રાક્ષસ") (એવોછે કે) સર્વ હાડમંદ જગત્ (અર્થાત્ સર્વ જગત્ના લોકો) જેવો પ્રકાશ (થયો) (અર્થાત્ પ્રાતઃકાલ થતું) (અને) જાગ્રત થયાં તેવાં તેઓને પાછા સુવાડી દે છે."

"હે મનુષ્યો ? લાંબી ઉંઘ તમોને સજાવાર નથી." ૧૮।૧૪।૧૫।૧૬.

સર્વથી ઉત્તમ ત્રણ પદાર્થ છે. ૧ સારો વિચારેલો વિચાર, ૨ સારૂં કહેલું વચન, (તથા) ૩ સારૂ કીધેલું કામ (એનાથી) તમે (કદી પણ) દૂર ન થતાં. (અર્થાત્ તે તમે સંપાદન કરજો).

સર્વથી ખરાબ ત્રણ (પદાર્થ) છે. ૧ ખરાબ વિચારેલો વિચાર, ૨ ખરાબ કહેલું વચન (તથા) ૩ ખરાબ કીધેલું કામ એનાથી તમે દૂર થજો (અર્થાત્ તે તમે હાસલ કરતાં ના). ૧૮।૧૭.

ત્યારે એક મિત્ર (બીજા) મિત્રો (જેઓ) બિછાનાની ઉપર સુતેલા (છે તેઓને) કહે છે કે, "ઉઠો, હવે દાહાડો ઉગ્યો (?) એમાંથી જે કોઈ પ્રથમ ઉઠે છે તે સર્વથી ઉત્તમ જગત (અર્થાત્ સ્વર્ગ)માં જાય છે. ૧૮।૨૬.

જરતોસ્તે હોરમજદને પુછ્યું કે, હાડમંદ પૃથ્વિના હે મીનો, સર્વથી પવિત્ર, અશો ઉત્પન્ન કરનાર હોરમજદ ? તું કે જે હોરમજદ તેની સાથે કોણ (અથવા કયા મનુષ્ય) સર્વથી મોટા (અર્થાત્ ઘણાજ) વેર સાથે કિનો રાખેછે, (તથા) કયો મનુષ્ય મોટી (અર્થાત્ ઘણીજ દ્વેષે કરીને દ્વેષ (અથવા) શત્રુતા રાખે છે?

ત્યારે હોરમજદે કહ્યું કે હે અશો જરતોસ્ત? ભલાઓમાંનો જે કોઈ બુરાઓમાંના (કોઈની સાથે) દેવને (અર્થાત્ રાક્ષસોને) નહિં પુજનારો (અર્થાત્ માજદયસ્નમાનો) જે કોઈ દેવને માનનાઓમાંના (અર્થાત્ મુર્તિપુજનારાઓમાંના) (કોઈની સાથે), અથવા બે ગુનાહોમાંનો

( જે કોઇ ) પાપીઓમાંના ( કોઇની સાથે ) વંશને ખરાબ કરેછે તે ખ-ચીત વ્યભિચાર ( છે ); ( અને તેવો પુરૂષ અથવા તેની સ્ત્રી હોરમજદની સાથે કીનો રાખેછે ). ૧૮ | ૬૧ | ૬૨.

હે સર્વથી પવિત્ર જરતોસ્ત "વીજરેષ" નામનો દેવ ( અથવા ગમગીની ઉપજાવનારો દેવ) દરવંદોના (તથા) દેવને માનનારા મનુષ્યોના પાપી આયુષ્યવાલાં આત્માને બાંધીને લઇ જાયછે. ૧૯ | ૨૯.

પેલી સુંદર બનાવેલી, જોરાવર, સારા શરીરની ( અથવા સારા દે-ખાવની) ડહાપણવાલી, જાડી, માથે મુગટ રાખનારી, યુક્તિવાલી, સારો માર્ગ બતાવનારી ( અથવા સદ્ગુણી ) આવેછે. તે ( અર્થાત્ ન્યાય ) દરવંદોના પાપી આત્માને નરકમાં નિમગ્ન કરેછે, તે ( ન્યાય ) અશો ( મનુષ્ય )ના આત્માને અલબુરજ ( પર્વત )ની પેલીપાર લઇ જાયછે. ( અર્થાત્ ચિન્વત્ પુલની પેલી પાર હાથ પકડીને લઇ જાયછે ) ( કે જે ) મીનો ઇજદોનો પુલ ( છે ). ૧૯ | ૩૦.

અશો ( મનુષ્યો )ના આત્માને હોરમજદની નજદીક અમશાસ્પં-દોની આગળ, શોનાના બનાવેલા તખ્તની આગળ, ગરોથમાન ( સ્વર્ગ ) ( કે જે ) હોરમજદનું રેહેવાનું ઘર, અમશાસ્પંદોનું ગૃહ ( તથા ) બીજા અશો ( મનુષ્યો )નું રેહેઠાણ ( છે ) તે તરફ ખુશીથી પસાર થાયછે. ૧૯ | ૩૨.

પવિત્રાઇ આપનારો મનુષ્ય અશો ( હોયછે ).

જેમ વરૂથી ઘેરાયલું મેઢું વરૂથી ભય કરેછે તે પ્રમાણે દેવો દરવંદો ( તથા ) ખરાબ જાણનારા ( તે મનુષ્યના ) મૃત્યુપછી ( તેની ) બુદ્ધિને અર્થાત્ તેના આત્માને બીહીવડાવે છે. ૧૯ | ૩૩.

હે જરતોસ્ત ! આ ઉત્પત્તિ હોરમજદની (છે તેની) તું પોતે તારીફ કર. ૧૯ | ૩૪.

સારા જ્ઞાનને ( અથવા ડહાપણને ) હું વખાણું છું; સર્વથી ખરા જ્ઞાનને ( અથવા ડહાપણને ) હું વખાણું છું. ૧૯ | ૩૯.

અશો સરોશ ( ઇજદ ) ને તુને માનવો જોઇએ. "કુંદ" "બંગ" ( તથા ) "વીબંગ" ( નામના ) દેવો ( તથા ) દરૂજોમાંના દરવંદોમાંના ( તથા ) દેવને માનનારા પાપી આયુષ્યવાલાની ઉપર પડીને અશો સ-રોશ ( ઇજદ ) ( તેઓને ) મારે તો સારૂં ! ( કે જે દેવો તથા દરૂજો ) પવિત્રાઇ આપનારના દેશોની ઘણીજ નજદીક ( છે ). ૧૯ | ૪૧

સત્યની (અથવા અશોઈના) સત્યને હું શોધુ છું; કે જે પસંદ પડતી (વસ્તુ) ને (અર્થાત્ સત્યને) હોરમજદે (પોતે) મોટી ગણેલી છે. ૨૧ | ૨૦

હોરમજદે સર્વથી પવિત્ર જરતોસ્તને કહ્યું (કે), હું જે હોરમજદ (તથા હું જે વસ્તુઓનો) (અથવા નીયામતોનો) આપનારો (છું) (તેણે) આ જગત્‌ને સુંદર, પ્રકાશવાન, (તથા ખુબ સુરત (અથવા દેખામણી) ઉત્પન્ન કીધી.

જે પ્રાર્થના તંગીને (અર્થાત્ તંગીમાં આવેલા મનુષ્યને) ભરપુર કરે છે, તથા પુશ્કલપણાને (અર્થાત્ જેની પાસે પુશ્કલ નિયામતો હોય તેને) જોઈએ તેના કરતાં વધારે (નિયામતવાલો) (કરે છે); (તે પ્રાર્થના એવી છે કે) (જે) શત્રુ (હોય છે તે) ને બાંધે છે (અર્થાત્ મિત્ર-એકદિલી કરાવે છે) અને (મિત્રાઈના) સંબંધ (અથવા ગાંઠ) ને મજબુત કરે છે. ૨૨ | ૫

**દથુશો અહુર્ હે મજદાએ રેઉઅતો ખરેનંધતો મજેશત હેચ વહેશત હેચ શરેશત હેચ ખશોજ દેશત હેચ ખરથવહેશત હેચ હુકેરપતમ હેચ અશાદ અપનો તેમહેચ હુદાએ મનો વોગે રફ્નંધો ઈઓનો ઈદદ ઈઓ તતસ ઈઓ તુથર ઈઈ ઈઓ મેનીએશ સપેતો તેમો |**

**અર્થ**:—ઈશ્વર સર્વનો ઉત્પન્ન કર્ત્તા છે, તે પવિત્ર છે, સર્વથી શ્રેષ્ઠ છે, પ્રકાશવાન છે, સર્વથી મહાન છે, અને ઘણો સારો છે; ન્યાય કરવામાં ઘણો શખત મોટો જ્ઞાની, ઘણોજ સારી જાતનો છે, નીતિમાં શ્રેષ્ઠ છે, સારા વિચારનો, અને આનંદીત છે, જેને આપણે ઉત્પન્ન કર્યા છે. અને આપણને શરીર આપ્યુંછે; જે આપણું પાલન કરે છે, અને તેનાં યોગે સર્વની વૃદ્ધિ થાયછે.

**તુ ઈમ વીસપા ચેથરેમ ૭ મજદાએધો દુમ |**

**અર્થ**:—સર્વ વસ્તુઓનો ઉત્પન્ન કર્ત્તા ઈશ્વર છે.

**વીસપેબીઓ હારો મેથીએશઅહુમબેરા એરૂઅથો મજદા.**

આ લોકનો અને પરલોકનો ઈશ્વર સર્વનો સરદાર અને સઘલાઓનો મેહેરબાન છે.

**વેદ્દા મજદા અહુરો ઈઓ આઉઘરેઆ હુંતેચા |**

જે થયું છે અને જે થશે તે હોરમજદ ( ઈશ્વર ) જાણે છે.

**અહુરેમ મજદાંમ આ મરોઈઈ નમાન હે નમાનો પતો ઈશ રતુમ આ વીસો વીશ પતોઈશ રતુમ આ જંતે એશ જંતો પતો-ઈશ રતુમ આ દંઘેએશ દંઘો પતોઈશ રતુમ આ ।**

દાદાર હોરમજદ ( ઈશ્વર ) ને વાસ્તે હું કેહેવું છું કે તે ગૃહ અને ગૃ-હોના પ્રભુનો પ્રભુ છે; તે મોહલા અને મોહલાઓના પ્રભુનો પ્રભુ છે; તે ગ્રામ અને ગ્રામોના પ્રભુનો પ્રભુ છે; તે શેહેર અને શેહરોના પ્રભુનો પ્રભુ છે; અને તે દેશનો માલેક અને પ્રભુ છે; તે આ લોક અને પરલો-કની સર્વ વસ્તુ ઉત્પન્ન કરે છે, અને સર્વ જીવોનો પાલનારો છે.

**ઈ અથા આઅંદ ઈ અજમેદે અહુરેમ મજદાંમ ઈઈગાંમચા અશેમચા દાદ અપસચા દાદ એરૂ અંશએસચા વંઘોહીશ રોચાએ સચા દાદ ઝુમીમચા વીસપાચા વોહુ ।**

આ સ્થાને હું હોરમજદ ( ઈશ્વર ) ને ઈયાદ કરૂંછું; જેણે જનાવરો તથા પાણી, વૃક્ષ, લતા, ઉત્પન્ન કર્યા છે અને પ્રકાશ તથા નેકી આપીછે, અને જમીન તથા સર્વ સુખ આપ્યું છે.

**નુઈમ વીસપા ચેથરેમ જી મજદાએ ધેહો દુમ ।**

વર્તમાન જે કંઈ વસ્તુ છે તે સર્વે અહુરમજદે ઉત્પન્ન કરી છે.

**અજેમ ઈઓ અહુરો મજદાએ અજેમ ઈઓ દાત વંધુ આંમ ।**

હું જે અહુરમજદ છું ને ભલો ઉત્પન્ન કરનાર છું.

**વીસપવોહુ મજદદાત અશચેથર ।**

સર્વ જાહેર નેઆમત ( હું ) અહુરમજદની પેદા કીધેલી છે.

**દાતાચ થરતાચ અહમે જનાતાચ મઈનીઉસચ અહમે સ-પેનતોતેમો ।**

હું ઉત્પન્ન કરનાર અને પાલનાર છું. હું ( નફો તથા નુકસાનને ) જાણનાર અને ગુપ્ત રીતથી અતિશે વૃદ્ધિનો કરનાર છું.

**વીસપતશનામ અહમે ।**

સર્વનો ઉત્પન્ન કર્તા મારૂં નામ છે.

**ઈઈમ દદુઆએન્ઘેમ સપેનેશતેમચ વેદેશતેમચ પેતવચેશ તેમચ પરશતેમ ।**

હું જે આગાહમંદ દાદાર છું મેં સર્વ ઉત્પન્ન કર્યું અને તેની ઘણી વૃદ્ધિ કીધી અને સર્વ વસ્તુની ખબર હું રાખું છું તથા શોમાર કરૂંછું, અને સારી રીતે જવાબનો પુછનાર તથા દેનાર (હું) છું.

**અઉઅદથાઇચ તદ્દચ કથદ્દચ આઇઅશારામ જરથોરાતર મન ખરતુવાચ ચેશતેશ ઈઆઈરા આઅંઘેએશ પએરીઓ બહુ-અદ ઇઅથાચ અંધહુદ અપેમેચ અંઘેએશ ।**

હે જરતોશત! આ (વાત) તું સારી પેઠે જાણે છે કે મારી બુદ્ધિ અને જ્ઞાન અને વાક્ય જેમ હમણા છે, તેમ જગત્‌ની પેહેલા હતાં અને જગત્‌ની સમાપ્તિ પર્યન્ત રેહેશે.

**કસના જાંથવા પતા અશહ્નીઆ પએસ ઇઓ કમના ખેઅંગ સતરેમ ચાદાદ અહુઆનેમ કે ઇઆ માઓએખશીઈતે નેરેફ સઇતે થવ્દ કસના દેરેતા જામચા અદ્દેનેબાએ સચા અઉઅપસતો ઈશ કે આપો એરૂ અરા એસચાકે વાતાઈશ દુઆન મરૂવીઅસચા ઇઓ ગેદઆસુ કે દુઆપા એરએચા એસચા દાદ તેમ એસચા કે હુઆપાએ ખફનેમચા દાદ જઈમાચા કે ઇઆ એશાએ અરેમ પેથવા ખસપાચા કે એજેમેમ ચોરેદ વીઆનીઆ પુથરેમ પેથરેમ અજેમ તાઈશ થવા ફરખશાને અહુઆમી મજદાસપેનતા મઇનીઉ વીસપનામ દાતારેમ ।**

હે અહુરમજદ! હું જાણું છું કે સારી પ્રકારે જન્મ આપનારો પેહેલો પિતા તું છે. તમે સૂર્ય અને તારોઓને નિમયશાર ઉત્પન્ન કર્યા છે. તમારાથી ચંદ્રનું વધવું ઘટવું થાયછે. તમે ભૂમિને વગર આધારે અ-લગ રાખી છે. પાણી અને વૃક્ષ લતા તમે ઉત્પન્ન કર્યા છે. તેજ ચાલના વાયુ અને વાદલાં તમે ઉત્પન્ન કર્યા છે. જ્યોતિ અને અંધકારને તમે સષ્ટ કર્યા છે. નિદ્રા અને જાગ્રત તમે આપ્યું છે. તમારાથી પ્રાતઃકાલ, મધ્યાનકાલ અને રાત્ર છે. તમે પિતા અને પુત્ર વચે સંબંધ આપ્યો છે. તમે સપેનામીન. (અર્થાત્ ગુપ્ત વૃદ્ધિનો કરનાર) સર્વેનો ઉત્પન્ન કર્ત્તા છો. અને તેઓનો સર્વ આધાર તમારી ઉપર છે.

**બીસ્પનાંમ મઝીશતેમ સ્તવસ અષા યે હુડાએ યોઇ હેન્તિ ।**

જે નેક બુદ્ધિવાન હોરમજદ (ઇશ્વર) છે, તેની પવિત્રાઇ સાથની સેતાઇશ અર્થાત્ પ્રાર્થના કરવી સર્વ વસ્તુઓના કરતાં શ્રેષ્ઠ છે.

**વંઘહેઉશ અષા હુ જાંથ્વાદ આ મનંઘહો ।**

સારા વિચાર સાથની પ્રાર્થનાથી તે પ્રાર્થના કરનારની સારી જીંદગી છે.

**તાચા ખશાથરા મજદા દામેશ અહુરો તેમ ને સતોતાઈશ ને મઘો આ વી વરેશા.—આ ફ્રૂઅખશીઆ વીસ્પનાંમ મજશતેમ સતુઅરા અરૅાા ઈએ હુદાએ ઈઓઈ હેંતી ।**

જગત્નો પ્રભુ હોરમજદ છે, તેનેજ માનવો, અને તેની સ્તુતી કરવી આપણને લાયક છે.—સર્વે કોઈને હોરમજદની આરાધના કરવા સારૂ હું તાકીદ ભરેલી રીતે કેવું છું કેમકે સ્તુતી અને પ્રાર્થના કરવાને લાયક તેજ નેકીનો પ્રભુ છે.

**તેમ બગેમ તેમ રતુમ ઈઅજમેદે ઈઈમ અહુરેમ મજદાંમ દદુઆઐંવેમ ર્પેતેમ તરશાવાઐંઘે વીસપેમ વોહુ ।**

દાદાર હોરમજદ કે જે પરિત્રાણ કરનાર અને સર્વ સુખ અને કૃપાનો કરનાર છે તેવા પ્રભુ સરદારને આરાધું.

**રતુમ બેરે જ તેમ ઈઅજમેદે ઈઈમ અહુરેમ મજદાંમ ઈઓ અશાહે અપનો તેમો ઈઓ અશાહે જગમોશાતેમો ।**

ભલો સરદાર હોરમજદ છે, જે ઘણો બલવાન અને પવિત્રથી ખુબ પોહચેલો છે તેને આરાધું.

**સરોશો અસતુ અહુરહે મજદાએ ઈઅસનાઈ સેઉઅશતે અશોનો ઈએ નાશ ઈશતો ।**

આ સ્થાનમાં તમોને સાંભળવું જોઈએ કે—પવિત્ર હોરમજદની આરાધના કરવી એ ઘણુંજ ઉત્તમ છે; કેમકે તે સાહેબ આપણને નેકીનો ચાહનાર છે.

**નેમ ખઈઆ મહી ઈશુઈદીઆ મટી થવા મજદાં અહુરા । વીસપાઈશ થવા હોમતાઈશ વીશપાઈશ હુખ્તાઈશ વીસપાઈશ હુઅરેશતાઈશ પેરે જશામેદે ।**

હે હોરમજદ? દયા કરવાને લાયક તો હું છું; અર્થાત્ તમારી દયા શીઘ્ર હું કરૂં, જેથી તમે મને ફાયદો પોહચાડે, સર્વ સારી ઈચ્છા કરવી, સર્વ સારૂ બોલવું અને સર્વ સારૂ અવલંબન તમારાથીજ છે, તેણે કરી તમને ઓલખું.

**અહુીઆયાસ્‌ નેમંઘાહુા ઉશ્‌તા ન જસ્તો રફેઁડ રહુીઆ ।**

તે હોરમજદ ? ખોદાની બંદગીની ખાહેશ કરૂં, ગામશાની અથવા સુખને વાસ્તે, આજેજીનાં ઉઠાવેલા હાથે કરી અર્થાત્ તાબેદારી કરવા સાથે કરૂ.

**અદવઈ ખશામઈ બ્યા અસુના વઈદ્દા ખરેથ્યા વંત્યા સરવાએ ।**

આજેજી અને નમનતાઈ સાથની તમારી પ્રાર્થના કરનારાઓ તમારેથી શીઘ્ર આહાર અને વસ્ત્ર પામે છે.

**આરોજી ખશામા મજદા અશા હોરા હુીઅદ ઈઉશમાકાઈ માથ્રાને વોરાજથા અઈબીદરેશાતા આઉઈર્થીઆ અઉઅંઘા જસના રાના ઈઆનાએ ખાથરેમ દાઈઆદ ।**

" હે હોરમજદ ? જે પ્રમાણે તમારૂં ધ્યાન કરવું તથા તમારી પ્રાર્થના કરવી અને તમારૂં અવલંબન કરવું લાયક છે, તે પ્રમાણે હમે તમારી પ્રાર્થના કરીએ તમોને માનીએ અને જગત્‌ના સર્વ કાર્યમાં તમોને સ્મરણ કરીએ.

**તાચા ખસયશ મજદા દામેશ અહુરો તેમને સતોતાઈશ નેમંઘો આવી વેરેસો નુજી ચશમેની વીઆદેરસેમ વંઘેએશ મેનાઈ એશાશીઓથનરીઆએખદખીઆચાવીદેસ અશા ઈંઈમ મજદામ અહુરેમ અદ હોઈ વહુમેંગ દેમાને ગરોનેદામ ।**

જગત્‌નો પ્રભુ અહુરમજદ છે. તે ( સર્વનો ) પ્રકાશવાન છે, માટે આપણને તે અહુરમજદની તારીફ લાયક પ્રાર્થના તેના સારા વિચાર, સારાં કામ અને સારાં વાક્ય ધર્મથી માહીતગાર થઈને કરવી, કે એ પ્રમાણે તેની પ્રાર્થના કરવાથી આપણ પોતાને ગરોથમાનની અંદર પોહચાડીએછીએ.

**સરએશો અસતુ અહુરહે મજદાએ ઈઅસનાઈ સેઉઈશતહે અશએનો ઇઇ નાએઈશતો હુીઅદ પએરીમ તદએશતે મેમચીદ ।**

અતિશે લાભકારક અશો એ હુરમજદ (ઈશ્વર) જે પ્રથમથી તે શેષ પર્યન્ત આપણો હેતુ છે, તેની આરાધના કરવા સારૂ ( અતરે મારી તરફથી ) તમોને આજ્ઞા કરવામાં આવે છે.

**અરોઈ જીખરામા મજદા અરા અહુરા હીઅદ ઈઉરા માકાઈ માથરાને વએરાજયા અઈબી દેરેશાતા અવીરીઆ અવંઘા જરાતા ઈરાતા ઈઆનાએ ખાથરે દાઈ આદ।**

હે અહુરમજદ? તારી સંપૂર્ણ પ્રાર્થના જે તારા સ્તોત્રની મારફતે કરવાથી (મનુષ્યની) મદદ કરનાર, સંભાળ રાખનાર, અને શક્તિ આપનાર છે તે (પ્રાર્થના) હમોને સુખ આપે.

**કુથ બવાદ હિતો હિજવાએ યઈજી અનરથઈ યઈજાઈતિ।**

જો કોઈ અનર્થક આરાધના કરે તો તેની જીભ્હા કાંપવી થાય.

**સપિતમ જરથુશાત્ર સ્તેમ પઈતિ અન્યઈશાંમ રથ્વાંમ ગાઈશ્નાંમ અનખ્યુખ્ડનાંમ અનપીસુતનાંમ શ્રાવયન્નનાંમ।**

હે સ્પેતમાંન જરથુશત! જે લોકો બીજા વાક્ય બોલ્યા વિના વગર આલસાઈથી ગાથા વાણી (સંગીતમાં પ્રાર્થના) ઉચરે અર્થાત્ પ્રાર્થના કરે તો તેઓને સો ધણી સાહેબી અને સરદારી છે.

**થ્વો ઈરાતોઈશ તરસ્યા માંથ્રનસ્યા અહુરહઈ મજદાએ ઉયેમદહુચા ઉસમહુઈચા વીસામદઈચા હીઅદ મ્યજદેમ।**

હે હોરમજદ! તમારી શીઘ્ર પ્રાર્થના મનથી વાણીથી કરૂં કેમ કે (તેમ કરવાથી) મૃત્યુ આવતી વેળા બદલો કબુલ કરીએ.

**હુીઅદ અષાઈ વહેરાતાઈ અપેમ પર ચિનસ્તિવીસ્પેમ માંથ્રેમ વીસ્પાઈ માંથ્રાઈ યથ અષાઈ ક્ષથ્રેમ ચિનસતિ।**

જે કોઈ પવિત્ર થવાને વાસ્તે, સર્વ શુદ્ધ વાણીને વાસ્તે, સર્વ પવિત્ર કાર્યને અર્થે પ્રાર્થનામાટે ચાખવી ઘટે જેમ ચાખે તો તે મનુષ્ય સાહેબી અર્થાત્ સ્વર્ગ પામે છે.

**યથચ જબર્યંતિ અષએનઈ અપેમ ચિનસતિ, યથચ ક્ષમા ઉઓય અપેમ ચિતસતિ યદ સએષ્થંતિબ્યો।**

જે ધણી પ્રાર્થના કરેછે તે નિર્મલ પુણ્ય (ની સંપત્તી) સંપાદન કરે છે, અને જેમ તમારામાં પુણ્ય અથવા સત્યનો વધારો થાયછે તેમ લાભથી લાભ થાયછે.

**તેમ ઈથિ હુંજસાએંતઈ યદ માંથ્રેમ સ્પેંતેમ બએષજયાયા।**

તે પ્રાર્થના કરનારને એકદમ તંનદરોસતી પોહોચે છે, માટે માથ્રાનો અર્થાત્ પ્રાર્થનાનો વધારો તંનદરોસ્તી આપનાર છે.

યંઘહુઇ નેમંઘહો ચિથ્રેમ હુમતેમ્ચા હુખ્તેમ્ચા હુઅરેશ્તેમ્ચા ।

પ્રાર્થનાનું મૂળ બીજ સારૂં વિચારવું, સારૂં બોલવું અને ભલું કાર્ય કરવું.

રાયશ્યોઈશ વંઘહેઉશ ગએમ મનંઘહો ।

ભલમમનસાઈ કરતાં પ્રાર્થનાનો પ્રકાશ આયુષ્યમાં આવેછે.

ઇઅસચા વાએ મશાઇ અજેતે દરૂજસચા પેરેમ તોઇ સચા ।

જો તમો રાક્ષસોની આરાધના કરશો તો નરકમાં જશો.

દેઉઅ ઇઅસનેમ પેશોતનોશ ।

રાક્ષસની પ્રાર્થના કરનાર અર્થાત્ મુર્તિ પુજનાર લોકો નરકમાં જાયછે.

અરશાતાતો ફ્રશદહ ગઇથી આએ વેરદહ ગઇથી આએ શુઅગઈથી આએ ।

સત્યથી ચાલનાર (મનુષ્ય) જગત્ની આબાદાની વધારનાર જગત્‌ને આશ્રય આપનાર અને જગત્‌ને લાભ કરનાર છે.

અરશાએખદો વાખશ ઈઆહી વેરેથર જાસતેમો ।

સત્ય ભાષણ બોલવું ઘણુંજ જયકારી છે.

ઇરેજોખદા વચંઘહામ ખશી અમનો હેજુઓવસો ।

સત્ય વાક્ય બોલનાર, શક્તવાન બોલનાર ( અર્થાત્ ભયવગર બોલનાર ) છે.

નોઇદ ઇરેજજીઓ ફ્રજી આઇતિશ ।

સત્યથી રેહેનારની આયુષ્યને નુકસાન ( થતું ) નથી.

અઇશો જી વાખશ જરથોસતર ઇરેજુખદો ફ્રમરૂ આનો આ વચા અહુ ।

હે શક્તિમાન જરતોસ્ત! સત્ય વાક્ય બોલવું એવું તો ઉત્તમ છે કે તે બોલનાર મનુષ્ય અહુનવર ( પ્રાર્થના ) ભણ્યો.

અશીમ વોહુ વહેશતેમ અશાતીઉશાતા અશાતી ઉશાત, અહુંમાઇ હીઅદ અશાઇ વહેશતાઇ અશીમ ।

પુણ્ય અને સત્ય ઘણો ઉપકારી છે, અને જે સત્ય વાક્યનો પ્રયોગ કરેછે તે પાણ અશો અને શ્રેષ્ઠ છે.

**અઈતે અહોમત અઈતે હુખ્ત અઈતે હુઅરેશાત અપદમાંન નરો પશરાદ ઈઅજતે અહુરેમ મજદાંમ દરેગો ઈઅશાનેમ હુાંમ પેરેશાતેમચ ।**

( મર્યા પછી પરલોકમાં મનુષ્યનું કર્તુક કહે છે કે ) હે મનુષ્ય સત્ય વિચાર્યું, સત્ય વાક્ય કહાં અને સારા કામ કર્યા, ને હંમેશા દાદર હોરમજદની પ્રાર્થના, અને પશ્ચાત્તાપ કીધો એવું કહીને તે મનુષ્યનું કર્તુક તે મનુષ્યને સ્વર્ગમાં લઈ જાયછે.

**તામ દઈનામ ઈઆ હાતામ વેહેસતા ઈઆ મોઈગેથાએ અશા ફ્રશાદોઈદ હચમના આરમેજેઈશ એખ્દાઈશ શીએ થનાઈશ ઈરેશ દેદીઆદ ।**

તે દેઆનત સર્વથી ઉત્તમ છે, કે જે મારી દુનીઆ (અર્થાત્ ધર્મના લોકો ) ને પવિત્રાઈમાં વધારે, અને તેઓને પુરતાં ડાહાપણથી કામો કરવામાં તથા બોલવામાં સત્યતાએ રાખે.

**એશાતાઅમાઈ ઈઅહુમાઈ એશાતા કહુમાઈચીદ વસે ખશ્રોઆંસ મજદાએ દાઈઅદ અહુરો ।**

જેનાથી બીજાઓનું સારૂં થાય તે ઉત્તમ મનુષ્યને અહુરમજદ ઘટતી રીતનો મોટો દરજજો આપેછે.

**આરમેતોઈશ ગઈથાએ ફ્રશાદો થવખશાંઘહા અદ ઈશવો હુઈમ અઈબીમોઈસત મનંઘહા અઈબીઓ રશ્નેદરા મજદા સસતે અહુરો ।**

સંપૂર્ણ વિચારની શક્તિથી જગત્‌ની ઉન્નતિ કરનાર મનુષ્ય પ્રકૃત સારા વિચારવાલા છે, તેવા મનુષ્યોને અહુરમજદ ( ઈશ્વર ) ખુશીમાં રાખેછે.

**ઈઅસભા દઈઉઅંધઅપરો મશીઆંસ તરેમ માસચા ઈઓએ ઈમતરેમ મેનીઅંતા ।**

જેઓ આ જગત્‌ની ઉત્પત્તિ ઉપર દયા લાવતાં નથી તે વગર દયાના રાક્ષસો તથા નરકવાસી મનુષ્યો છે.

**ઈઅથા અહુ વેરીઓ અથા રતુશ અશાદ હચીદ હચાવંઘેએશ દજદા મનંઘો શીંએથે નનાંમ અઘેએશ મજદાઈ ખશાથરેમચાઈ અહુરોઈ આઈઈમ દરેગોબીઓ દદદ વાશાતારેમ ।**

જેવી ઈચ્છા હોરમજદ ( ઈશ્વર )ની છે તે પ્રમાણેનાં જે કંઈ પુણ્ય-

ના કામ કરવાના આદેશના સારા વિચારના એ જગત્માં હોરમજદ (ઈ-શ્વર) આપે, અને ભલા વિના આશ્રયના સાધુઓનું પાલન કરે તેને હોરમજદ રાજ્યત્વ અર્થાત્ સ્વર્ગ આપેછે.

**હાએમ અનીઆએ નઈરી આએવો હુમનો જાગેરે ખુરાતરો અંધહુદઈઓ ગેએશઅેરૂથવવેરે હામ પાકરાઈતે ઇઅથ હાએ ઈઓ નોઈદ અથહાએફ મેરેતો હાએ અસપેરેનોમજો હાએ અનુમી ઓમજો હાએ/સતરૂ રામજો હાએ વીરોમજો ।**

આહાર ન આપ્યાથી જે મરણ પામે તેવા ભુખા પ્રાણીઓને અને તેજ પ્રમાણે ઘોડા, પશુ, ઢોર અને મનુષ્યોને જે કાંઈ ખાવાને આપેછે તે મનુષ્ય સર્વ ઉત્તમ વિચાર રાખનાર છે.

**તખમાએ ઓર્જંઘોહેતેરા અનાં માથરાએ ખાથરૂઅેતેરા ખાપરાએ બેરાજીઆએ અરોાઈરા બેરાજ હુચેમનાએ જેમરૂરથંઘહ દાંનુ દરાજંઘ અહુરબેરેજંઘહુ ।**

ઉપકાર કરનાર શક્તિવાંન ઘણાં જોરાવર વિચારથી પણ નહિ પકડાય એવાં દયાવંત (મનુષ્યોની) સ્વાસ્થ્ય આપનારા જે તંદરોશતીના ઉપાય અશોઈથીજ મેલવે છે. જમીનની પોહોલાઈ પ્રમાણે, નદીની લંબાઈ પ્રમાણે સૂર્યની ઉંચાઈ પ્રમાણે આયુષ્ય ભોગવે છે.

**અહુમાદ મઈનીએરા રારેશીઅંતી દરેગુઅંતો નરોહામો દઈન । ઈઅજેશેતો મને ઘહો જસાનહાંમ ઇદરી તેમ હાંબારઈઈન માગેએરા માવસ તરેહે હુતો અદાઈતીમ વોચોઈદ ।**

સ્વર્ગને લગતી સખાવતને ખરાબ કરેછે તે નરકવાસી લોકોછે. એક ધર્મના લોકો જે પૈશાની આશાથી આવે તો તેઓને પૈશા આપે તેઓને આહાર અને વસ્ત્ર આપવાને ના નહિ પાડે.

**કદવે ખરાથરેમ કાઉઈરાતીરા શીઅએથના મજદા ઈઅથવાએ અહુમી અશા વોહુ મનંઘહા થરાઈઓ દઈ આઈ દરેગુ ઈઉરામાકેમ ।**

હે અહુરમજદ (ઈશ્વર)! તારી આજ્ઞામાં રેહેવું કેમ થાય અને તારા કામને વાસ્તે ધન કયું છે? તે એક નીતિના ભલા વિચારથી તારા માર્ગ ઉપર ચાલનારા ગરીબનું હું પાળન કરૂં.

**ખરાથરેમ અહુરાઈ ચેનેસતે તનમજ તવ ખરા થરેમ દરેગોબીઓ વાસતરેમ ચેનસતે ।**

હે અહુરમજદ ? જે કોઈ તું અહુરમજદની તાબેદારી રાખેછે. તે તારી તાબેદારીને લીધે ગરીબોનું પાળન કરે છે.

**અહીઆ મેનીઈઉશ સપેનશાતહીઆ વહેશતેમ હેજુ આએ એખશાઇશ વંધેએશ ઇઆનુ મનંધો બારમે તોઈશ જસતોર્બાઆ શીએથના વેરઆદ ઓઈઆચેશતી હુએ પતાઅશ હીઆ।**

તે પરલોકમાં મોટી વૃદ્ધિ ગાથાવાણીથી ( અર્થાત અવસ્તા વાક્યને દાદાર હોરમજદની પ્રાર્થના, સ્તુતી, આરાધના, જપ કર્યાથી ) અને જીભ્હાથી સારા વાક્ય બોલવાથી અને ભલા વિચારથી છે. જે કોઈ સં-પૂર્ણ રીતથી વિચાર કરીને સારૂં કામ કરેછે અર્થાત્ ઉપકાર કરેછે તે સ્વર્ગગામી થાયછે તે સર્વ પવિત્ર વિચારથી સારી વસ્તુ અવલંબન કરેછે અને જે મનુષ્ય પોતાની બુદ્ધિથી સમસ્ત વસ્તુને સારી જાણે અને પોતાની શખાવતથી ઉત્પન્નનું પાળન નીતિની સાથે કરે તે એ પુણ્યનો પતિ છે.

**આઅદ મરોદ અહુરો મજદાએ એશાતા અહુમાઇ ઈઅહુમાઈ એશાતા કહુમાઇચીદ, વસેખશી આંશ મજદાએ દાઈઆદ અહુરો।**

એ પ્રમાણે હોરમજદે કહ્યું કે નીતિવાળો મનુષ્ય એ છે કે, જેની નીતિ બીજા હરકોઈથી પોંહચે. તેવા મનુષ્યને દાદાર હોરમજદ તેની ઇચ્છા પ્રમાણે રાજ્યત્વ આપેછે. ( અર્થાત્ તે મનુષ્યની નીતિપ્રમાણે તેને લાયક બદલો આપેછે. )

**દરૂજે આઈઈસેહોઈશ પથાતનુઆ પરાવઈઉ બેરેગબીઓ દુશ ખરે થેમ નાસદ બાથરેમ।**

અસત્યને પસંદ કરનાર મનુષ્ય પોતાને જલદીથી વિપદ્‌માં નાખેછે તથા પરલોકમાં પોતાના આત્માને સારૂં નાશ પામેલું સુખ અને દુઃખ આપનારો આહાર એ બે વસ્તુ લઈ જાયછે.

**અઈબીએ ઈઓ એરૂઆતાઈશ દરૂજે અશાહીઆ ગઈથાએ વીમરેચ્યઈતે અદમીદઅઈબીઓ વેહેશતા ઈઓઈજજદાએ અંવહેન મજદાઇ.**

જેઓ અસત્ય સમજાવ્યાથી પવિત્ર જગત્‌ને ખરાબ કરેછે તેઓ-ને આએ વસ્તુ ઘણીજ ઉત્તમ છે કે તેઓ અહુરમજદની તરફ ( પોતાનું ) દીલ લગાડે.

એશગે એશ સતોઇઇ તોઇઆદચા હુઝંધહુદચા એસ માજદી અસનામ વીસામ જીઆનહુચા વીઉઆપદચા ।

ચોરી તથા લુટફાંટથી તથા નુકસાન અને નાચારીથી પ્રાણીઓ અને મજદીઅશનનોના ગૃહ (ધર્મના મંદિર) નો હું સંભાળ કરૂં.

દુજીઅરેશનાઇશ/વઇશી રાસતી તોઇનરેપીસરા રેજીશ અઈ-શસાદેજીદ અરેતા પૈશીતનવો ।

(હે અહુરમજદ) તમારા નિયમોને ખરાબ કરનાર દુષ્ટ વિશ્વાસી લોકોના દ્વારા દુ:ખનો ઉપદ્રવ થાયછે અને તેઓ તમારા સંપૂર્ણ નિય-મોનો અતિક્રમ કરવાથી નરકમાં જાયછે.

ઈઈવવા મોઈ ઈઆગઈથાએ દજદે અઈનંધહે નોઇદ અહીઆ માઅથરેશશીઓથનાઈરા ફ્રેસીઆદ પેતીઓ ગેદતા અહુમાઈ જસોઈદરાંગહા ।

જે કોઈ મારી દુનીયાના લોકોને દુ:ખ દે છે તેને તે દુ:ખ પોંહચા-ડનારાં કાર્યોથી આ લોકમાં અને પરલોકમાં દુ:ખ પામવાથી જે બદલો મલવો જોઈએ તે મારી તરફથી મલ્યા વિના રેહેનાર નથી.

દાતરે ગઈથનામ અસતવતનામ અશાએમ કોથવાંમ ઈઈમ અહુરેમમજદામ મજેસતીઅઇ નોઈતે કોમ જેરાત દબેરાંઘહુ દબેશ-ઈઈત.

આઅદ મરોદ અહુરેમજદાએ જહેબા અશાએમ જરથોશ-તર ઈઓ ખશએદરાએ હામરંથ વીઈતે દહુમનામચ અદહુમનામ દઈવ ઈઅસનનામચ અદ ઈવઈ અસનનાતનુ પેરેથનામચ અતનુ-પેરેથનામ ।

હે તનોમંદ જગત્‌ને ઉત્પન્ન કરનાર અશો અહુરમજદ? કોણ તું અહુરમજદને (પોતા ઉપર) ઘણો ક્રોધવંત કરે છે, અને પોતે ઘણો દુ:ખી થાયછે?

અહુરમજદે એ રીતનો ઉત્તર આપ્યો કે જે વ્યભિચારી મનુષ્ય સારો અને ખરાબ, દેવ પરસ્ત તથા નેકી દેવ પરસ્ત, પાપી અને પુણ્ય-વાન લોકો સાથે પોતાની ધાતને મેલવે છે તે, હે અશો જરતોસ્ત.

નોઈદ અઈઉઆ અહુ વહસતો નઈદારતુશ અસાદચીદ હુચા ।

પ્રત્યેક વૃદ્ધોને તેની સારી ચાલચલણ પ્રમાણે માન નહિ આપ-નરા (મનુષ્ય) મોટાઈને લાયક નથી.

**માજારીઓઇશ જરથુશતર મા દોગદહે મા પોરોશસપહે મા હુથરપતોઇશ ।**

હે જરતોસ્ત તારા પિતામાતા તથા ગુરૂને તું કોઇ પ્રકારથી દુઃખ આપતો ના.

**હીઅદ હથરા મનાએ બઉઅદ ઇંઅથરા ચેસતેશ અંઘહુદ મઇથા ।**

આશામાં રેહેનાર મનુષ્ય પરલોકમાં ગૃહની [illegible]ળમચેતી રાખનાર છે.

**મેરેનચેતે વીસપાંસ દંઘહોમ મઇરીઓ મેથરો દરૂખશ સપે તેમ ઇઅથસતેમ કઇઅદનામ અવઅવદ અશાવ જનદ મેથરેમ માજનીઆએ સપેતમ માઇઇમ મા ઇઇમદરૂઅનદ પેરેસાએઘહે માઇઇમ ખાદેનાદ અશોનાદ વઇઆએ જીઅસતે મેથરોદ દવતઇચ અશોન ઇચ ।**

ઓ સપેતમાન (જરતોસ્ત) કોળ તોડનાર ઠગારૂં (મનુષ્ય સર્વ શેહેરને ખરાબ કરે છે અને તે સો ઘણી ખરાબી કરનારાઓના પ્રમાણે પવિત્ર લોકોને દુઃખ આપે છે. (માટે) હે સપેતમાન જરથોસ્ત ! તું પોતાના ધર્મના લોકોની સાથે કે દુરવંદ સાથે કોલ તોડવાની તજવીજ કરતો ના કેમકે નીતિવાન અને દુરવંદ એ બનેની સાથે કોલ કરવો એક સમાન છે.

**અદદુશ ખશથરંગ દુશારીએથનંઘ દુજુઅચંથ દુજદેનંઘ દુશમનંઘહો દરેગુઅતો અકાઇશ ખરેથાઇશ પેતીએરવનો પેતીઅંની વીશાદઅદચા દરૂજેનમાને હેથીઆ અંઘહેન અસતીઓ ।**

ખરાબ ઇચ્છનાર, ખરાબ બોલનાર અને ખરાબ કાર્ય કરનાર ખરાબ વિશ્વાસના ખરાબ રીતે વ્યવહાર ચલાવનારા અસત્ય લોકો પોતાના આત્મા સાંભે ખરાબ આહાર લઈ જાયછે અને જાહેર રીતે (નરકના) ખરાબ મકાનમાં પોતાનું હમેશાનું રેહઠાણ કરે છે.

**અહુીઆગેરેમો આહોએથવની કાઉઇઅસચીદ ખરતોરાની દદદવરેચા હુીચા દુરઇદ ઇઉઆએ હુીઅદ વીસેનતા દરેગુઅંતેમ અઉઓ હુીઅદ ચાગાએરા જેદીઆઇ મરોવી ઇઇ દુરોશેમ સોચ ઇઆદ અઉઓ ।**

જે મનુષ્ય હોધદારનો વિચાર ફેરવવા સારૂ તેને લાળચ આપે

અને લાલચુ (અમલદાર) તે (લાળચ) થી પેલા તકસીરવારની મદદ કરનાર (થાય) અને તેથી જે નીરદોષ (મનુષ્ય) મદદને લાયક તથા વગર ઈજાને લાયક હોય તેને સજા કરવા સારૂ ફરમાવેતો તેથી તે મોટો તકસીરવાર થાયછે.

**અઈતિદ ચવચો મ્રજદ એખદેમ થરે અફ્સમેમ ચેથરો પેશ-તરેમ પંચ રતો ગ્રઈતે હુંકેઅરેથેમ ।**

જે કોઈએ પોતાના શરીરને વિદ્યા શીખવામાં સખાવત કીધું હોય (અર્થાત્ રાત્ર દિવસ મેહનત કરીને વિદ્યા સંપાદન કરી હોય) તે મનુષ્ય સંપૂર્ણ થાયછે.

**નરાંસ સાદરા દરેગુઅતો અસતરેતચ અમુઈઅમન ઈઅજ મઈદે ।**

૯ આળસુ મનુષ્યો નરકમાં જાયછે (માટે) ઉદ્યોગ અને હીમતને હું વર્જનદાર ગણું છું.

**વીસપ હુમત વીસપ હુખ્ત વીસપ હુવરેશત વેહે શતેમ અં-ઘુહીમ ઈશેચે ।**

સર્વ સારૂ વિચારનાર, સારૂ બોલનાર અને સારા કાર્ય કરનાર (મનુષ્ય) સ્વર્ગનાં ગૃહને પસંદ કરે છે (અર્થાત્ મેળવે છે.)

**વીસપનામ ચ હુમતનામ હુખ્તનામ હુવેરશતનામ વહે શતેમ અંઘુહીમ આઅદઈચ મેથરેમ અશાને ।**

સર્વ સારૂ વિચારનાર, સારૂ બોલનાર અને સારા કામ કરનાર-મનુષ્યોને સારૂ સ્વર્ગનું પવિત્ર ગૃહ ખોલેલું છે.

**વીસપ દુસમત વીસપ દુજુખ્ત વીસપ એ દુજવરશત અચે-શતેમ અંઘુહીમ ઈશેએચે ।**

સર્વ બુરૂ વિચારનાર, ખરાબ બોલનાર અને ખરાબ કામ કરનાર (મનુષ્ય) નરકને પસંદ કરે છે.

**ચુંન તનોજાં અવાદોશાતાં ઓજંન ઓ ફ્રરજંદાન હુદોશાત દારએદ ।**

જેમ શરીર જીવની સાથે બંધુત્વ રાખેછે તે પ્રમાણે પુરૂષે સ્ત્રી અને પુત્રોની સાથે બંધુત્વ રાખવું જોઈએ.

**સાતો મનો વહેશતો એરૂ આંનો ।**

ખુશાલ તેનું શરીર છે કે જેને પોતાના આત્માને વાસ્તે બદલો માંમવાની જગોએ પોહોચવાની શક્તિ મેલવી હોય કે જેથી તે પોતાનાં કર્તુકનો બદલો મેલવે.

**અઉઈ ગશનેમાનેમ મેથનેમ અહુરે મજદાએ મેથનેમ અમેશનામ સપેતનોમ મેથનેમ અનીઅશાંમ એશોનામ ।**

જે મનુષ્ય ધર્મના કામ અર્થાત્ ધર્મની આશા વિશ્વાસથી માને છે અને પાલે છે તેનો આત્મા દાદાર હોરમજદના ગરોથમાણ સ્વર્ગમાં અમશાસપંદો અને બીજા ઉત્તમ આત્માની સાથે મલી બેશનાર થાયછે.

**ઈઅદ એગરેમ પેતે ઈઓ કરેશતે સપેતમે જરથોશતર ઈઓ ઈઅેમ કારીઈતે હોઅશેમ કારીઈતે હો દઇનામ મજદીઅસનીમ ફ્રૂએજ વજઇતે હોમામ દઇનામ મજદીઅસનીમ ફ્રૂએજ વજઈતે હોમામ દઈનામ મજદીઅસનીમ ફ્રપેરેનાઇતે।**

હે સપેતમાન જરતોસ્ત ! જે કોઈ ઘણા ઉલટની સાથે અનાજની રોપની કરે છે તે અનાજનો રોપનાર ઉપકારનો રોપનાર છે. તે મનુષ્ય મારા ધર્મનો વધારનાર અને ધર્મનો પૃથ્વિમાં પ્રચાર કરનાર છે.

**કાઈરીઈતે સપેતમ જરતોશતર ઈઅઉઅ નાંમચ વાસતરનાંમચ એરૂઅરનાંમચ ખરેથો બેરીઅનાંમ।**

હે સપેતમાન જરતોસ્તત ! અનાંજ ઘોશ અને મેવારદાર વૃક્ષો અને સુગંધી ફુલ અને ફળનાં વૃક્ષો રોપવા અને અનાંજની કૃષિ કરવી.

**ઈશરેસતાતીઅમે વાસપો અંધહેએશ અશાતુઆએઈશ અશીમજદ અશીમ ખરએજદદ એરૂઅ પેશીતનુમ ફ્રહને આએ ધહામ નસોનામઈઆ પેતેઆઈઅ જેમાઈરેરેથરે।**

ઘણીએક નાશ પામેલી અને ખરાબ વસ્તુઓ જે આ જમીન ઉપર છે તેમાં ફરવું હરવું કરવાથી મારી તનોમંદ પૃથ્વિ ( પોતાંની ) નેકી ( અર્થાત્ તનદરોસ્તી ) ને ખરાબ કરનારા છે અને તેથી તે પોતાના આત્માને દુઃખ આપનાર અને ખરાબ થાયછે.

**નોએદ અસતામ નોઈદ વરેસામ નોઈદ સપામામ નોઈદ મુથરામ નોઈદ વંઘહુતાતામ પેરેસપાઈતે અપાંમ આસતારી આઉનતે।**

પાણીમાં હડકુ, વાળ, મરેલા જનાવર, માંસ, ચરબી અને લોહી એવી ગલીચ વસ્તુઓ રેહેવાં દઇને પાણીને અપવિત્ર કરવું નહિ.

હોમાઅંઘહુદ અશાએમ જરતોશતર છએ અશીમ મઇનેમનો અશેમ ઈશેમનો અશેમ અપરએદીઈતિ અશેમચ મઈનિમનો દશેજેમચ વેનસતે ઈઓનસોમેનીમ આપેમ વીજેથરામ ફ્રબરઈતે ઈઓએપ નખતરેશી તાંથરઈશી વીજેથરામ ફ્રબરઈતે ।

હે અશો જરતોસ્ત ! જે મનુષ્ય અંધારી જગો માહેના બંધ કુવાનું અને ગલીચ પાણી પોતાના ઉપયોગમાં લે છે અને તેથી તે શ્રેષ્ઠ વિચાર રાખે તથા નીતિને પોહેતો તે નકી તેથી દૂર થાયછે તે અને ઉપકારને બદલે તેને પાપ લાગે છે.

હોમતહે અહુમે દોશામતહે નોઈદ અહુમે હુખતે અહુમે દોજુખતહે નોઈદ અહુમે હુઅરેશાતહે અહુમે દોજુ અરેશાતહે નોઈદ અહુમે ।

સારા વિચારવાલાનો સાથી હું છું, નરસાવિચારવાલાનો સાથી હું નથી. સારૂ બાલનારનો સાથી હું છું, નરસા બોલનારનો સાથી હું નથી. સારૂ કામ કરનારનો સાથી હું છું નરસા કામ કરનારનો સાથી હું નથી.

મજદાએખારે મેરશતે ઈઆજીવા વરેજો પઈરી ચેથી દદઈ વાઈસચા મશીઆઈશચા ઈઆચા વેરેશાઈતે અઈપીચેથીદ હુઓ વીચરે અહુરે અથાને અંઘહુદ ઈઅથા હુઓવસદ ।

રાક્ષસો અને મનુષ્યો મધેથી જે કોઈ હરએક પુણ્ય તથા પાપનું કામ કરે છે તેનો હિસાબ લેનાર અને ચુકાદો કરનાર અહુરમજદ છે, માટે આપણને તેની મરજી પ્રમાણે રેહેવું જોઈએ.

મજદીઅસનો અહુમે મજદીઅસનો જરથુશત રેશ ફ્રવરાને આસતુ અતસચા ફ્રબરેતરાચા આસતુઈઇ હુમતેમ મનો આસતુઈઇ હુ ખતેમ વચો આસતુઈઇ હુવરેશાતેમશીએ થનેમ ।

હું હોરમજદને માનનાર છું, તેથી અહુરમજદને માનવાની જરતોસ્તી ( ધર્મ ) ઉપર વિશ્વાસ રાખું, અને વિશ્વાસી ( જરથોસ્તી ) તથા ઈમાંનદાર તરીકે ( મારા ) વિચારવા, બોલવા અને કરવામાં સારો વિચાર સારૂ બોલવું અને સારૂં પસંદ કરૂ.

થવોસતો તરસચા માથરનસચા અહુરમજદા અએગેમદઈચા એશામહેચા વીસામઅદહુચા હીઅદ મીજદેમ મઉ અથેમ હુરદદાથાદઈનાબીઓ મજદા અહુરા અહીઆ હુઓને દાઈદી અહુમાઈચા અહોઇઇ મનખીઆચા ।

હે અહુરમજદ ! હમે તમારી વખાણ અને પ્રાર્થના કરીએ, તથા સંતોષ રાખીએ, અને દુઃખ સહન કરીએ, તેથી જે (સુખનો) બદલો તમે આગળ મારા ધર્મવાલાઓને આપ્યો હતો તે બદલો તું પોતે હમોને આ લોકમાં અને પરલોકને વાસ્તે આપ.

યઈજી શઈ માંમ જરથુસ્ત પઈતિ અસ્ન પઈતિ ખપફ્ન યસો બેરેતાબ્યો જએથ્રાબ્યો, જસાઈનિ તઈઅવેઅદઈચિ રફ્નંઘ હઈચિ અજેમયો અહુરો મજદાએ ।

હે જરથુસ્ત ? તું જે કંઈ મારાથી શક્તિ પામીઓ છે તેણે કરી રાત્ર અને દિવસ (અર્થાત સમય સમય) મારી આરાધના કર કે હું જે હોરમજદ છું તે તારી મદદગારી અને ખુશી ખોરમીને વાસ્તે પોહોચું.

પંચ નાંમ અહુમિ પંચ નાંમ નોઈદ અહુમિ, હુમત અહુમિ દુશમત નોઈદ અહુમિ, હુખ્ત અહુમિ દુઝુખ્ત નોઈદ અહુમિ હુઅરેસ્ત અહુમિ દુઝુઅરેસ્ત નોઈદ અહુમિ ।

સારા વિચારનાં પંચમા હું શામેળ છું, ખરાબ અને ઉલટા વિચારનાં પંચમાં હું શામેલ નથી. સારી વાણી બોલનાર પંચમાં હું સામેલ છું, દુરગંધ વાચા રાખનારાઓના પંચમાં હું સામેળ નથી. સારી કરણી વાલી પંચમાં હું સામેળ છું બદ કરણી વાલી પંચમાં હું સાંમેલ નથી. જે સર્વશ્રેષ્ઠ પરમેશ્વરને આત્મસમર્પણ કરે છે, તે તેના જીવોને તે જે સર્વશ્રેષ્ઠ છે, એ જાણવામાં આવે છે.

સત્ય ચિન્તા, સત્ય કથન, અને સદનુષ્ઠાન દ્વારા તાવતયશ વિશુદ્ધ મનુષ્યની સાથે મિલિત થાયછે.

અમો એ પ્રમાણે અનન્ત કાલ પર્યન્ત તમારા પવિત્રતાની સાથે પ્રકૃત યોગ પ્રાપ્ત થઈએ.

હે અહુરમંજદ ? અમે ચારકાળને વાસ્તે તમારૂ મંગલ રાજ્ય પ્રાપ્ત કરીએ, તમે અમારા શાસન કર્ત્તા છો, તમે નરનારી ઉભયને વાસ્તે મંગલ રાજ્ય અધિકાર કરી રહ્યા છો.

તમે અમારા દેહ પ્રાણ છો.

વિશુદ્ધઓનો આત્મા અમરત્વ ઈચ્છા કરે છે.

હિતકારી જ્ઞાનવાન્ મનુષ્યોના પક્ષે પવિત્ર આત્મદ્વારા અહુરમજદ ભ્રાતા પિતા બંધુ થાયછે.

હે અહુરમજદ ! તમારા રાજ્યમાં આગમન કરૂં, યદ્વારા તમે સા[illegible] જીવન દરિદ્રોને પુરસ્કાર કર.

આ સમસ્ત ગાથા અમારા આત્માના પક્ષે ઉભય આહાર અને પરિચ્છંદ છે. જીવની શક્તિ અને ચૈતન્યનો વિચ્છેદ થયાથી પરલોકને વાસ્તે તેઓ અમોને સત્પુરસ્કાર, પ્રચુર પુરસ્કાર, વિશુદ્ધ પુરસ્કાર આણી આપે છે.

આ પ્રાર્થના દ્વારા અમો તમારો જય ઘોષણા કરીએ છિએ જેમાં એક ઉત્તમ જીવ નિહિત છે, જે પવિત્રતાની સાથે સંયુક્ત છે, જ્ઞાનની સાથે સંયુક્ત છે, અને સાધુચિન્તા, સાધુવાક્ય અને સદનુષ્ઠાન જેનું બીજ છે.

હે અહુરમજદ પ્રાર્થનાથી અમો આનંદિત થઇએ, પ્રાર્થનામાં અમો અભિલાષ કરીએ, અમો પોતાને પ્રાર્થનાના અધીન કરીએ, પ્રાર્થનાને અમો બોલાવીએ.

હે સ્રષ્ટા અહુરમજદ? અમો તમારો યશઃ કીર્ત્તન કરીએ અને તમોને મહીયા ન કરીએ. તમે ઉજ્વલ, ઐશ્વર્યશાળી, સર્વજ્ઞ, તમે સર્વ કાર્યના પુરક, પ્રભુનો પ્રભુ, રાજાધિરાજ, રક્ષક, સૃષ્ટવસ્તુનો સ્રષ્ટા, દૈનિક આહાર પ્રદાતા ક્ષમતાવાન, મંગલમય, શક્તિમાન, પુરાણ, ક્ષમાવાન, ક્ષમાપ્રદાતા, પ્રેમપૂર્ણ, પ્રભાવશાલી અને જ્ઞાનવાન તથા પવિત્ર પ્રતિપાલક છે.

ઉર્દ્ધથી જે કશા બાત આવે છે અમો તેની પ્રશંસા કરીએ.

જે પ્રીતિ દરિદ્રને આહાર દાન કરે છે અમો તેની પ્રશંસા કરીએ.

અહુરમજદ જીવનો અતિ ઉત્તમ છે, અતિ સુંદર છે, અતિ ઉચ્ચ છે, અતિ ઉન્નતિશીળ છે. અને અતિશય મહત્ કરીને સૃજન કર્યું છે, જે તેઓ પૃથ્વિને ઉન્નતિશીલ કરશે, પુરાતન કરવા દેશે નહિ, મૃતથવા દેશે નહિ, દૂષિત અને કૃતગંધમય થવા દેશે નહિ, પરંતુ ચિરનજીવન્ત કરશે, ચિરફલ ભોગી કરશે, અને એક ઇચ્છાનુંરૂપ રાજ્ય કરશે; જે મૃતો ઉઠશે અને જીવિતોને વાસ્તે તે અમરત્વ આવશે જે ઇચ્છાક્રમે પૃથ્વિને ઉન્નત કરશે.

પિતા, માતા, ભગિની, ભ્રાતા, ભાર્યા, સન્તાન પરીગણિત મનુષ્ય, ગુરૂજન, આત્મીય, સહવાસી, સમાન વિભવશાલી, પડોશી, એક નગરવાસી, અને નોકર એઓના વિરૂદ્ધ મેં જે સમસ્ત પાપ કર્યા છે અને પ્રત્યેક અધર્મ વદ્વારા હું પાપીઓમાં પરિગણિત થયો છે; તે સમુદય પાપને વાસ્તે હું કાયિક અને આધ્યાત્મિક, પાર્થિવ અને સ્વર્ગીય ચિન્તા,

વાંક્ય અને કાર્ય દ્વારા વાક્ય અંદરના સંયોગથી અનુતાપ કરૂં છુ; હે પ્રભો! મને ક્ષમા કર, હું પાપને માટે અનુતાપ કરૂં છું.

જે મારે ચિન્તા કરવી ઉચિત હતી તે ચિન્તા કરી નહિ, જે મને બોલવું ઉચિત હતું તે બોલ્યો નહિ, જે મારે કરવું જોઈતું હતું તે કર્યું નહિ; તે સર્વ ક્ષમા કર, હું પાતકના સંયોગથી અનુતાપ કરૂં છું. જે મને ચિન્તા કરવી જોઈતી નોહતી તે તત્રાપિ ચિન્તા કરી છે, જે મને બોળવું અનુચિત હતું તે તત્રાપિ બોલ્યોછું જે મને કરવું અનુચિત હતું તે તત્રાપિ કર્યું છે, તે સમસ્ત ક્ષમા કર, હું પાતકના સંયોગથી અનુતાપ કરૂં છું. જેટલા પ્રકારના પાપ લોકોએ મારા વાસ્તે કર્યા હોય તે સમસ્ત ક્ષમા કર, અથવા મેં લોકને વાસ્તે કર્યા હોય તે સમસ્ત ક્ષમા કર, હું પાતકના સંયોગથી અનુતાપ કરૂં છું.

પવિત્રતાની શિક્ષા કર, સત્પ્રશંસામાં ઉપયુક્ત થાવ. મનસચ્ચિન્તાની ચિન્તા કરો, વાક્ય શુભ બોળો, કાર્ય શુભ કરો, યાવતીય દુષ્ટ ચિન્તા પલાયન કરો, યાવતીય દુષ્ટ વાક્યનો હ્લાસ થાવ, યાવતીય દુષ્ટ કાર્ય દગ્ધ થાવ.

બાંધવોની આગળ વિનમ્ર થાવ, સુબોધ અને હિતૈષી થાવ. નિષ્ઠુર થશો ના. ક્રુદ્ધ મના થશો ના. લજા પ્રયુક્ત પાપ કરશો ના. લોભી થશો ના. યંત્રણા આપશો ના. દુષ્ટ હિંસા પોષણ કરશો ના, દાંભિક થશો ના, કોઈના પ્રતિ વિદ્વેશ વ્યવહાર કરશો ના. કામ રિપુ પરિપોષણ કરશો ના, વ્યભિચારથી પોતાને દૂર રાખ, સદુત્સાહથી સત્કાર્યનું અનુષ્ઠાન કર.

સૂર્યના પ્રમાણે તેજોમય થાવ, ચંદ્રના પ્રમાણે નિર્મલ થાવ.

**ઈઅજમેદે થવાંમ મેથનહે પેતે અશાએમ અહુરમજદ દરૂઓ ફ્રશુશ દરૂઓ અશાહેચેથરહે ઈઅહમે જીકા ચીદ તનોનાંમ દશજેશતેમ હા મે મેથનહે મેથનાદ અદહામ અદ જીઅન।**

ઈચ્છા કરૂં છુ કે આ લોકના અને પરલોકના ઉત્પન્ન કર્ત્તા પિતા અર્થાત્ ઉત્પન્ન કરનાર પાક હોરમજદને કે તમારાથી હરેક મંડલી ઉત્તમ માર્ગ પામે છે, પ્રત્યેક મનુષ્ય તમારાથી સ્વાસ્થ્ય અને પવિત્ર થાયછે. સર્વને સુખ અને આરામ આપનારો તુજ પ્રભુ છે, અધિક આયુષ્ય આપનારોબી તુજ પ્રભુ છે, જે પ્રમાણે આ લોકમાં અમે સ્વાસ્થ્યની સાથે રહીએછિએ તે પ્રમાણે પરલોકમાં ર-

હીએ. અમો વગર આયુષ્યના નહિ થઈએ અને અમોને ખરાબી ન પોહોચે.

અદ થવા મેધા તખ્મેમચા સપેંતા મજદા હીઅદતા જસ-તા ઈઆતુ હાકુશી અઉઆએ હીઅદ દાએ શીએથનાઈશા મી અજદુઆંન ઈઆચા એ.મદા અકેમ અકાઇશ વંઘોહીમ અશીમ વંઘોહે ।

હે હોરમઝ્દ ! તેં તારી પ્રકૃતિથી ઉભયલોકની વૃદ્ધિ કરી છે, જેથી મેં તને શક્તિમાન વૃદ્ધિનો કરનાર કરીને ઓલખ્યો છે. તું પ્રત્યેક કોઈને તેના કામ તથા વાક્યનો પુરસ્કાર આપે છે, તેમાં ખરાબને દંડનો અને ભલા તાબેદારને ઉત્તમનો પુરસ્કાર તું આપે છે.



# विज्ञापन.

નિમ્ન લિખિત પુસ્તકો મુંબઈમાં દામોદરદાસ ઈશ્વરદાસની લાયબ્રેરીમાં, અમદાવાદમાં પ્રાર્થના સમાજમાં, ગૂજરાત વર્નાક્યુલર સોસૈટીમાં, કચ્છમાં રા० રા० દલપતરામ પ્રાણજીવણ ખખ્ખરને ત્યાં અને બ્રાહ્મગ્રામ વાયા મુંદી--નિમાડ પ્રદેશમાં શ્રી નારાયણ હેમચંદ્રની પાસેથી મળશે.

| મૂલ્ય. | આ. પૈ. |
|---|---|
| પ્રાર્થનાવલી. ... ... ... ... ... ... | ૦—૩ |
| ધર્મદીપિકા. ... ... ... ... ... ... | ૦—૩ |
| બાબૂ કેશબચંદ્રસેનનો પિતા અને પુત્રવિષે ઉપદેશ. | ૦—૬ |
| બાબૂ કેશબચંદ્રસેનનો વેદ પુરાણવિષે ઉપદેશ... | ૦—૩ |
| સત્યના વચન... ... ... ... ... ... | ૦—૨ |
| સદ્ધર્મ સૂત્ર. ... ... ... ... ... ... | ૨—૦ |
| તલવકારોપનિષદ્ સાર. ... ... ... ... | ૧—૦ |
| આર્યધર્મનીતિ. ... ... ... ... ... | ૧૨—૦ |
| ખ્રિષ્ટધર્મનીતિ... ... ... ... ... ... | ૧—૦ |
| કઠોપનિષદ્નો સાર... ... ... ... ... | ૦—૬ |
| ભગવદ્ગીતાનો સાર... ... ... ... ... | ૨—૦ |
| શ્વેતાશ્વતરોપનિષદ્નો સાર... ... ... ... | ૧—૦ |
| જરતોસ્ત ધર્મનીતિ. ... ... ... ... ... | ૪—૦ |
| બ્રાહ્મધર્મ. ... ... ... ... ... ... | ૬—૦ |
| જાતિભેદ અને ભોજન વિચાર.... ... ... | ૩—૦ |
| શાંતિપર્વનો સાર (યંત્રસ્થ). | |